gRK

# જ્ઞાનતત્વ


બનાવનાર અને પ્રગટ કરનાર

કૂપણાજી નાથાજી શાહ.

ગામ : સાયણ. ઠે. બજારમાં





કીંમત : સદુપયોગ

# જ્ઞાનતત્વ


બનાવનાર યા પ્રગટ કરનાર
કૃષ્ણાજી નાથાજી શાહ.
ગામ : સાયણ. ઠે. બજારમાં


---


મુદ્રક:-ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક,
મુદ્રણાલય:-શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ, સુરત.


---



---


આવૃત્તી પહેલી ] સંવત ૧૯૯૬ [ નકલ ૫૦૦


---

કીંમત : સદુપયોગ

# જ્ઞાન તત્વની કલમ નીચે પ્રમાણે.

૧. આ પુસ્તક પુરેપુરૂં વાંચવું. જુદી જુદી બાબતો હોવાથી.

૨. આમાં કંઈક ઉમેરવા ઘટે–અથવા ઘટાડવા ઘટે–તે માલીકને લખી જણાવવું. કે યોગ્ય લાગે તેમ કરે.

૩. આ પુસ્તક સારૂં લાગે તો રહેવા દેવું નહી તો પાછું મોકલાવવું. નાહક રહેવા દેવું નહી.

૪. આ પુસ્તક માલીકની મરજી હોય તેને આપી શકે.

૫. આ પુસ્તકની કીંમત ઉપયોગ–પણ એના પૈસા ગ્રાહકે ધર્માદા ગૌશાળા–પીતીયા આશ્રમ વગેરે નીરાધારમાં વાપરવા. કીંમત છ આના જેટલી.

૬. પુસ્તક મળવાનું ઠેકાણું–સાયણ બજારમાં, શા. કૃષ્ણાજી નાથાજી.

# સત્યનો સાર.

૧. ધર્મના ઝગડાઓ છોડી દેવા.

૨. એક અલૌકીક ઇશ્વર યા સાહેબ માનવા.

૩. માયા જેમ બને તેમ ઓછી કરવી.

૪. આપણું તેવું સામાનું ધારવું.

૫. વરા વીગેરેના ખર્ચ ઓછા કરવા.

૬. સ્વચ્છતા રાખવી ગંદકી રાખવી નહી.

૭. આળસાઇ રાખવી નહી. ઉદ્યમ જેમ બને તેમ વધુ કરવો.

૮. સાદુ જીવન રાખવું.

૯. હરેક સાથે પ્રેમથી રહેવું. ઇર્ષાથી રહેવું નહી.

૧૦. સ્ત્રી પુરૂષના તથા જાનવરના હુકક સરખા હોવા જોઇએ.

૧૧. ઇશ્વર છે, જો ન હોય તો આ બધું બને કયાંથી તેમ જીવવાની આશા છતાં મરીએ શું કરવા.

૧૨. અહીંસા પરમો ધર્મ એમાં જૈન માને. વિષ્ણુવાળા માને અને મુસલમાન ભાઇઓ માને, દાતણની ચીરી ઉપરથી જોવાનું. એમાં આનંદ થવા જેવું છે.

# પ્રસ્તાવના

૧. આ પુસ્તકમાં કોઈની ટીકા કરી નથી, પણ ઘણા ભાગે ટીકાનું નિવારણ કર્યું છે. જેમ રામે હરણ મારેલો તેવું બતાવે છે પણ હરણનો અર્થ સંસ્કૃતમાં સિંહ થાય છે. તો એ હિસાબે સિંહનો શિકાર કરેલો.

૨. આમાં ઇશ્વર વર્ણન, સંકલ્પવિકલ્પ નિવારણ, નીતિ અનીતિ, માયા છેદન વિગેરે વિભાગો છે.

૩. આ પુસ્તક કેવું છે અને કેવી ઉપાધિથી થયું છે તે કહેવાથી નહિ પણ તપાસવાથી માલુમ પડશે. તેમ દાખલા તરીકે જેમ કસ્તુરી રંગે કાળી છે પણ ગુણ કાળા નથી તેવું આમાં સમજવાનું છે. તેમ આપને તસ્દી પહોંચે તે માફ કરશો.

૪. આમાં કડી અવરનવર લખાઈ હોય તો જ્યાં બેસતું આવે તેમ લેવું. તેમ ચોરી ન કરવી તેના બદલામાં 'ન' રહી જાય તો ચોરી કરવી થાય તો ત્યાં 'ન' ઉમેરવો. તેમ કોઇ અક્ષર વિગેરેમાં ફેરફાર આવે તો શુદ્ધિપત્રમાં જોઇ ઉપયોગ કરવો. તેમ 'મરી' ખાવાના ને માણસ 'મરી' ગયો. બેના અક્ષર એક આવે પણ

આગલી-પાછલી કડીના અનુસારે બેસતું લેવું. તેમ સંસ્કૃતમાં હરણનો અર્થ સિંહ થાય તો સુધારી ઉપયોગ કરવો. તેમ કોઈ દેશમાં મકાઇને કુકડી કહે છે અને સુરત જીલ્લામાં મકાઇને મકાઈ કહે છે પણ જ્યાં જેવી ભાષા ત્યાં તે પ્રમાણે ઉપયોગ કરવો. તેમ વ ને ૫ એક વંચાય પણ અર્થ બેસે તેમ લેવું. આમાં કોઈ પણ રીતની ભૂલ હોય તો સુધારી ઉપયોગ કરવો. તેમ સુધારવા મહેરબાની કરી તસ્દી લઈ માલીકને ખબર આપવી એવી આશા રાખું છું. તે પરમકૃપાળુ પરમેશ્વર પાર પાડશે એવી નમ્ર અરજ છે. હાલ તો નમોસ્તુ.

૫. જૈનમાં જીવદયાનો ભાગ સારો છે. મુસલમાન ભાઇઓમાં ધર્મ-અભિમાન, જાતિ અભિમાન બાબત ઘણી સારી છે. વિષ્ણુમાં ઇશ્વર ભક્તિ ઠીક છે.

૬. આ પુસ્તકનો બીજો ભાગ વાર્તારૂપે બને છે.

કૃ. ના. શાહ.

ગોરગામના મી. ગુલાબભાઈ મકનજી દેશાઇએ આ પુસ્તક લખવા તેમ છપાવવા આદીકમાં મહાન મહેનત બીનસ્વાર્થથી ઉઠાવી છે એ બદલમાં એમનો મારાથી અહેસાન ભુલાય એમ નથી. પણ પરમેશ્વર એવા પ્રમાણીક સખસોની મનો કામના પાર પાડે એવું ઇચ્છું છું.

# શુદ્ધિપત્ર

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ટ નંબર | લીટી. |
| --- | --- | --- | --- |
| ઉદર | ઉંદર | ૬ | ૧૫ |
| એટલ | એટલે | ૭ | ૧૪ |
| કારણ | કારણ | ૧૩ | ૨૦ |
| નાહ | નહિ | ૧૫ | ૧૮ |
| શાકત | શક્તિ | ૧૬ | ૧૪ |
| અતે | અને | ૩૦ | ૧૧ |
| એઠ | એક | ૩૬ | ૧૫ |
| બેઉતે | બેઉને | ૩૭ | ૧૭ |
| તિવાય | સિવાય | ૪૯ | ૭ |
| નાહ | નહિ | ૫૧ | ૧૧ |
| નાહ | નહિ | ૫૧ | ૧૫ |
| સા | સૌ | ૭૯ | ૧ |
| સાના | સૌના | ૭૯ | ૨ |
| સાને | સૌને | ૭૯ | ૨ |
| ૫૩ | ૫૪ | ૯૧ | ૩ |
| ખર્ચ | ખર્ચ | ૯૨ | ૧૫ |
| કરવાને | કરનારને | ૯૨ | ૧૫ |

# જ્ઞાનતત્વ.

## પરમાત્મા નમોસ્તુ.

૧. દુનિયામાં અનેક ધર્મો છે. તેમાં જૈન ધર્મવાળા વિષ્ણુ ધર્મ ખોટો અને વિષ્ણુ ધર્મવાળા જૈન ધર્મ ખોટો એવું અરસપરસ મમતા મમતિ આદિક કારણોથી માંડી બેઠા છે, અને તેમાં મારામાર, વાદાવાદીના મહાન ઝઘડાઓ નિરંતર ચાલ્યા કરે છે તે અટકાવવા શું કરવું તે વિષેના પ્રયત્નો નીચે મુજબ:—

૨. દરેક ધર્મના મહાન પુસ્તકોમાંથી ખરૂં લેવું અને ખોટું બાતલ કરવું એવી રીતે સંગ્રહ કરેલામાંથી એક સત્યધર્મ પ્રાપ્ત કરવો અને તે અનુસાર ચાલવું. મારા કહેવા પ્રમાણે નહિ પણ ઈશ્વર બુદ્ધિ આપે, તેમજ ઘણા મતે અનુસરવું.

૩. પાપને પુન્ય માની દેવદેવીઓને બકરાં, ઘેટાં આદિકનો ભોગ આપે છે. માંસની મધલાલે માનતાઓ માની, પણ આપણો આત્મા તેવો

સામાનો. બંનેનો બનાવનાર એકજ છે. તેમજ માંસની અંદર કંઈ સ્વાદ નથી પણ રોગિષ્ટ જાનવરનું હોય તો બગાડ કરે, તે તપાસો કે ખાત્રી થશે. જેથી એવાં કામ ન કરો.

૪. પુણ્યને પાપ માનવું એ પણ ખોટું છે. જેમ ઇશ્વરભક્તિ કરતાં હોય, પરમાર્થપણું કરતાં હોય અને તેમાં પાપ માને એ ખોટું.

૫. જીવ મારવાની બુદ્ધિ આપવી એમાં મોટામાં મોટું પાપ તેમ ઈશ્વરની ભક્તિ કરવાની બુદ્ધિ આપવી એમાં મોટામાં મોટો લાભ છે.

૬. મતલબમાં પાપ થવું ન જોઈએ. પુણ્ય થવું જોઈએ. છતાં થોડા પાપથી ઘણું પાપ થતું અટકતું હોય તો તે કરવામાં વાંધો નથી. તેમ થોડા પાપથી ઘણું પુન્ય થતું હોય તો કરવામાં વાંધો નથી. તે વિષે હકિકત આગળ આવશે. હાલ તો ઈશ્વર વિષે જણાવું છું. (નિયમ ભાગ)

૭. પ્રથમ ઈશ્વર એક અલૌકિક છે. ભવોભવના તારણહાર છે જેથી એમને પ્રથમ માનવા તોજ કલ્યાણ છે. પણ એમને માનો તેવું બીજાને

ન માનવું, તેમજ નિંદા વિગેરેથી અસુધના પણ ન કરવી, તેમ ઘણા થોડા નાસ્તિકો કહે છે કે ઈશ્વર નથી તે બાબતમાં ઘણાઓનું કહેવું છે કે ઈશ્વર નહિ હોય તો તમો તમારી વ્હાલી વારાંગના મુકી મરો છો શા માટે? જીવવું વહાલું લાગે છે છતાં આપણે જવું પડે છે તે ઉપરથી માનો, માનવાજ પડશે. ઈશ્વર યા સાહેબ એ નામ સૌ માને છે.

૮. આપણું તેવું સામાનું ધારવું જોઈએ કારણ કે આપણો આત્મા તેવો સામાનો. આપણા શરીરમાં યા પગમાં સ્હેજ કાંટો ભાંગ્યો હોય તો આપણને કેટલું દુઃખ થાય? તેમ નાટક વિગેરે જોવાથી મઝા પડે છે, તેવીજ રીતે બીજાને માટે પણ સમજવું જોઈએ. શિકાર કરનાર કોઈ દિવસ તેમાંજ મરશે અને પરમાર્થ કરનારને તેવોજ સારો બદલો મળશે. તેમજ ઝાડ, વાળ, નખ વિગેરેમાં પણ જીવ છે જેથી મહાત્માઓ દાઢી, નખ વિગેરે લેવરાવતા નથી.

૯. નિશાની રૂપે જુઓ. આપણો પૈસો કોઈ ચોરીથી લે તો આપણને કેવું લાગે! તેવુંજ

સામાનું સમજવું જોઈએ છતાં નેકીનું હોય તો આપણું સારા માર્ગે પરમાર્થમાં વાપરવું. આંધળા, પતીયા તેમજ પશુ વિગેરેમાં વાપરવું પણ મદમસ્તોને તો દાન આપવુંજ નહિ કારણ કે એવાઓને બેઠાં મળે તો ખોટા થઈ જાય અને મવાલીપણું વધે જેથી એ બાબત ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ.

૧૦. આપણી મા, બેનની કોઇ સાધારણ મશ્કરી કરે તો આપણને કેવું લાગે ! તેમ કોઈને લાગે કે નહિ ? તેમજ તેમાં કંઈ સ્વાદ નથી. તે વિષે સમજ આગળ જણાશે.

૧૧. કંચન, કામિની આદિકની મહાન વિકાળ માયા આભવ તેમજ પરભવ પાયમાલ કરવા વાળી છે તેથી એનાથી જેમ બને તેમ અલગ રહેવું. એકલસંગી મહાન તપેશ્વરીઓ પણ સ્ત્રી આદિકથી ભ્રષ્ટ થઈ ગયા છે તેમજ સ્ત્રી ચરિત્ર એવાં અગાધ છે કે પોતાના ધણિની પાસે પોતાના યારને વાજતે ગાજતે તેડાવે અને પાછી મૂકવા મોકલે. એવા શાસ્ત્રમાં

કંઈક દાખલાઓ જોવામાં આવે છે પણ બધીજ સ્ત્રીઓ એવી હોતી નથી. છતાં એમાં મઝા નથી, કારણ કે માંસ તેમજ વિષ્ટાનું બનેલું શરીર ચામડી ઉકેલે તો કંઈજ નથી. જેમ વિષ્ટાની ટોપલી ઉપર કીનખાબનું કપડું તેવુંજ એમાં. તેમ એકવાર વિશ્વાસ કરવાથી એક માસ આયુષ્ય ઘટે છે તેમજ એક માસનો ખોરાક ખલાસ થાય છે. આ બાબત ડૉકટરને પૂછવાથી માલમ પડશે. જેમ દહીંમાંથી મલાઈ કાઢી લીધા પછી શું રહે તે વિચારો! તેમ સો લોહીનાં ટીપાંથી એક પરૂનું ટીપું થાય છે અને સો પરાંના ટીપાંથી એક વીર્યનું ટીપું થાય છે. તેમજ સ્ત્રી સંગથી ટાંકી વિગેરેનો ચેપી રોગ પણ થાય છે. તેમ માણસ એકલો કામભોગ કરે અને જેવો સ્વાદ જણાય તેવોજ સ્ત્રી સાથ કામભોગથી સ્વાદ જણાશે. જુદો જણાશે નહિ. તે તપાસવાથી માલમ પડશે. આવું ખરાબ લખવું ન જોઇએ પણ ન છૂટકે લખવું પડે છે અને હું તેની ક્ષમા માગું છું. સ્ત્રીએ પણ બદપણું કરવું જોઇએ નહિ. પારકા

પુરૂષો સાથે, કારણ કે વિલાસ કરવામાં બેઉની ખરાબી છે. જેમ ખરજવાવાળો ચવડે ત્યારે કેવું સારૂં લાગે પણ તે સારૂં કરવાના ઉપાય કરે છે તેમજ બીજો ખરજવું માગતો નથી તેમજ આમાં દાખલા તરીકે સમજવાનું.

## બોધ વિભાગ.

૧૨. પ્રથમ પૈસા સારૂ કુટુંબ કબીલો છોડી દેશાવર જવું પડે છે. ત્યાં આગળ પલટણમાં રહેવાથી કોઈ વખત બંદુકની સામે પણ ઉભા રહેવું પડે છે. તેમ પોતાની જુવાન છોકરી સાઠ વર્ષના બુઢ્ઢા સાથ આપવી પડે વિગેરે મહાન ઉપાધિથી સંગ્રહ કરેલો પૈસો નીગારખો પણ બોલાવે છે, અને માર પણ ખવડાવે છે. ઘણે ભાગે તેમજ ઘરના જે હોય તે કહે કે "પૈસો મારો" તો કહો પૈસો કોનો? જે સદ્ઉપયોગમાં વાપરે તેનો. નહિ તો પછી 'ઉંદર દર ખોદે અને સાપ મારી ભરાય જાય' એ યાદ રાખજો.

દાખલા તરીકે.

૧૩. આ દેહ જુવાનીના બારમાં કેવી કારમી દેખાય છે અને અત્તર ફુલેલ આદિકથી બાલ

પાડી કેવી અપટુડેટ બનાવો છો પણ જ્યારે ઘડપણ આવે છે તે સ્થિતિએ દાંત પડે છે, આંખે સૂઝે નહિ, કેડ વાંકા થાય, વાળ ધોળા થાય, પતથી આંગળીઓ ખરી પડે વિગેરે જ્યારે દુઃખો પડે છે ત્યારે સગી બાયડી પણ પાસે આવતી નથી તો પછી બીજાની તો વાતજ શું? તેમજ ઘડપણ પ્રસંગે બે ચાર છોકરા હોય તો એક કહે કે હું શા માટે ખવડાવું અને બીજો પણ એમજ કહે અને આખરે દીકરાઓને ત્યાં ખાવાના વારા બંધાય અને ઠોંસા હડસેલા ખાઈ જીંદગી ખતમ કરવી પડે છે. એનું કારણ મનની તૃષ્ણા, દેવપુરી મળે તો મુક્તિ અને મુક્તિ મળે તો ઇશ્વર જેવા થવાય તો સારૂં, એટલે સુખજ નહિ. જેથી માયાથી મુક્ત થતા નથી પણ માયા સાથે આવવાની નથી. સાથે તો પુણ્ય અને પાપ એ બેજ આવશે. પૈસો પૈસાની જગ્યાએ રહેશે અને સ્ત્રી નાતરા (પુનર્લગ્ન) નો ચાલ હશે તો બીજે જશે એટલે બીજાને પરણશે એટલે

હે જીવ તું તો આવ્યો તેવોજ જવાનો જેથી સારાં કામ કર અને નબળાં કર્મોનો ત્યાગ કર કારણ કે આવી રીતનો મનુષ્ય અવતાર ફરી આવવાનો સમય ભાગ્યેજ આવે છે જેથી માયામાં જેવું ચિત્ત રાખો તેવું સત્યતામાં રાખશો તો જ સિદ્ધિ છે નહિ તો પછી મહુવરથી નાગ કંડીઆમાં પુરાય તેવો સમય આવશે. તેમ મરણ કયારે આવશે તે ખબર નથી જેથી સારાં કામ કાલે કરતા હોય તે આજે કરો તો નર્કની વેદનામાંથી મુક્ત થઈ અને મુક્તિના સુખ પ્રાપ્ત કરશો. નર્કની મુક્તિની બીના આગળ આવશે. પણ નબળાં કામ આજે કરવાના હોય તો કાલ ઉપર નાખે તેના વાસ્તે છે.

## નિયમો.

૧૪. બાળી મુકવું એ મોટામાં મોટું પાપ છે. આપણને જેની સાથે વેર હોય તેનું મકાન અગર ઘર બાળતાં બીજાનાં પણ બળે છે તેમ વિશ્વાસઘાત કરવો એમાં બાયલાપણું કહેવાય. જુગાર રમવો એમાં પૈસા આદિક વિગેરેની

પાયમાલી છે-અવગુણ યાને એક વાર ગુણ કરવો. બીજી વાર નહિ પછી તો વાતે સમજાવો, તેમ ન માને તો લાતે સમજાવો-દારૂ તાડી, અફીણ, ભાંગ, ગાંજો વિગેરેના વ્યસન શીખીએ એ છૂટતાં નથી અને પૈસા ગુમાવી ડાહ્યાના ગાંડા થવાય છે-માંસ ખાવું એમાં સ્વાદ નથી તેમજ વેપારીઓ પૈસાના લોભે ઘણી વખત રોગિષ્ટ જનાવરનું માંસ પણ આપે છે અને તે ખાવાથી શું પરિણામ આવે એ આપણે પોતેજ વિચાર કરવાનો છે. બીજું જેવો આપણો જીવ તેવોજ સામા જાનવરનો જીવ. બંનેનો બનાવનાર એકજ છે તેથી માંસ ખાવું જોઇએ નહિ. બને ત્યાં સુધી હાડકાં, ચામડીવાળી વસ્તુઓનો ઉપયોગ કરવો જોઇએ નહિ તેમજ બને ત્યાં સુધી એવી વસ્તુઓનો વેપાર પણ કરવો જોઇએ નહિ.

ક્રોધ કરવો નહિ કેમકે એ અગ્નિ કરતાં ણ વધારે ખરાબ છે. અભિમાન કરવું નહિ કારણ ; ભલા ભલી પૃથ્વી છે. લોભ રાખવો નહિ ારણ કે લોભ પાપનું મૂળ છે અને એ કહેવત

તદ્દન સત્ય છે. કોઈની ઈર્ષા કરવી નહિ. સાદાઈ રાખવી. આળસપણું રાખવું નહિ. હંમેશાં ઉદ્યમ કરવો. કુસંપ કરવો નહિ કારણ કે એથી પાયમાલીનો વખત આવે છે માટે હંમેશાં સંપથી ચાલવું કે પાયમાલીનો વખત આવે નહિ. સંતોષના જેવું સુખ નથી પણ સત્યમાં સંતોષ રાખવો નહિ. ચિંતા જેવું દુઃખ નથી. 'ચિતામાં' તો માત્ર બે મિનિટનુંજ દુઃખ પણ ચિંતામાં તો આખી જીંદગીનું દુઃખ છે માટે ચિંતા રાખવી નહિ. પાપ ન થાય તેવી ચિંતા રાખવી. ખાત્રી કર્યા વિના કોઈ પણ વાત સાચી માનવી નહિ. સમયને માન આપવું. સોબત હંમેશાં સારી રાખવી કારણ કે કહેવત છે કે જેવી સોબત તેવી અસર. જેથી સોબત ખરાબની કરવી નહિ. છતાં કરવી તો એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે તેના જેવા આપણે ન થવું પણ ઉલટા તેને સુધારવાનો પ્રયત્ન કરવો. એવો મન ઉપર કાબુ હોય તોજ ખરાબની સોબત સ્વાર્થ વગર કરવી પણ પૈસાની લાલચે કે બૈરીને લીધે ભેટવાનું કે મોઢામાં મોઢું ઘાલવાનું કહ્યું નથી પણ સુધારવા માટેજ એક દીલ પ્રેમથી કરવાનું મહાત્મા ગાંધીજી જેવાએ

કહ્યું છે-ધર્મ મંથનના પાના ૬ ઠ્ઠામાં એ બીના છે તે ખરીજ છે.-મોટા મોટા વરાઓ, લગ્ન, આદિકે, જમણવાર કરવા, પડઘમ વિગેરે વગડાવવી એ ખોટું છે, તેમજ બારમાં વિગેરેમાં પણ એવીજ રીતે ખર્ચ કરો છો અને તેમાંથી દેવું થાય છે અને તેમાંથી કેટલી પાયમાલી થાય છે તે તપાસવાથી માલમ પડશે. જૈનમાં દેવની તળે કુવો ખોદી પાણી કાઢેલાં હોય અને તે પર દેવને બેસાડવાના મુહુર્તના વખતે પૈસા નાખે અને મુહુર્ત પુરૂં થયા બાદ ચણી લે છે. હવે એ પૈસો શું કામ આવે ? કોઈના કંઈજ કામમાં આવે નહિ. સ્વચ્છતાપણું રાખવું. ગંદકી કે મ્લેચ્છખાતું રાખવું નહિ. કારણ કે ઘર આંગણાંમાં પાણી ભરાય રહે તેવા ખાડા ન રાખવા, ગંદા કપડાં ધોવાં, એમ કરવાથી ખરાબ હવા ઉત્પન્ન થાય છે અને તેમાંથી ખરાબ રોગો જેવા કે પ્લેગ વિગેરે પેદા થાય છે. તેમજ સ્વચ્છતા ઘરની આસપાસ ધૂપધાપ વિગેરેથી રાખવી કે જેથી સારી હવાથી ખરાબ રોગો નષ્ટ થાય અને તબિયત સુધરે.—સ્ત્રીપુરૂષના હક સરખા હોવા જોઈએ કારણ કે જીવ બધાના સરખા છે. તેમજ ધણીધણિઆણી એક એકના જીવ મલતા

હોય તો તે સંબંધ કામનો, નહિ તો પછી તે સંબંધ શું કામનો? એ કરતાં ન હોય તે સારૂં. માટે છોકરા યા છોકરીએ બંનેએ પસંદગીથી લગ્ન કરવાં જોઈએ તે એવી રીતે કે આપણે બંને વરી ચુક્યા છીએ. પરમેશ્વર પુરાણ સત્યતાપૂર્વક એટલે ખલાસ, અને છોકરી કાગળના આધારે સાસરે ચાલી જાય. છોકરીના પૈસા ખાઈને કોઈ ઘરડા જોડે પરણાવવી નહિ જોઈએ. સાટું કરવું નહિ તેમજ વાંકડા આપવો એ પણ ખોટું છે, કારણ કે જેને ચારપાંચ છોકરીઓ હોય અને એકજ છોકરો હોય તેના શા હાલ? તે તપાસવાથી માલુમ પડશે. તેવીજ રીતે નાનપણથી સગાઈ કરવી એ પણ કેટલું ખરાબ છે કારણ કે લગ્ન પહેલાં કંઈ ખોડ આવે ને કુંવારી છોકરીને પોતાને સાસરે તેડી જાય છે અને ત્યાં ભોગજોગે પોતાના માણસ સાથે ભ્રષ્ટ થાય અને તે મરણ પછી બીજા જોડે લગ્ન કરે એ કેટલું ખોટું? તેમજ છોકરી ઉમર લાયક થયે પરણાવવી જોઈએ. નહિ તો ભ્રષ્ટપણું થાય. તેમજ રંડાયા પછી નાતરાંના રિવાજ રાખવા જોઈએ કારણ કે જુવાન રંડાય તેમાં વ્યભિચારથી ગર્ભપાત

વિગેરે થાય છે. જેથી એમાં પણ જેની ખુશી હોય તે નાતરૂં કરે. પણ જીવતાં કારણ વિના બંને કરી શકે નહિ.—માંદગીવાળાને ત્યાં તેના સંબંધવાળા ખબર લેવા આવે અને તેની બરદાસ કરનારા વિગેરેની જમવાની સગવડ બીજી જગ્યાએ કરવી જોઇએ. ત્યાં ગરબડ, ધમાલ અટકાવવા પુરતુંજ. તેમ વધારે થયું હોય તો તળાઈમાંથી કે ખાટલામાંથી કામળ ઉપર ભોંય પર સુવડાવવું નહિ તેમ નવડાવવું નહિ. કારણ કે મરનારનો જીવાત્મા નીકળતાં કેટલી આપદા પડે છે તે તે પોતેજ જાણે. બીજા શું જાણે? અને પાછું ડામ ઉપર ડીફા માર્યા જેવું થાય. ભોગેજોગે જીવતો હોય તે પણ મરી જાય. ખોળીયામાંથી જીવ નીકળી ગયો હોય એટલે શું તળાઈ વિગેરે અડકાઈ ગયું? જીવ હતો તે વેળા શું બ્રાહ્મણ હતો અને જીવ ગયા પછી શું ભંગી થઈ ગયો? મરણ થયું છે એમ જાણવા છતાં તાળવે માખણ યા ઘી મુકવું અને ન ઓગળે તો જાણવું કે મરણ થયું છે અને ઓગળે તો જાણવું કે મરણ થયું નથી. તેની પાછળ રડારોડ વિગેરે કરવી નહિ કારણ કે ઘરના ભૂલતાં હોય તે ન ભૂલે.

માટે આવનારે રડારોડ કર્યા વિના શાંત્વન્ આપવું. દુરના આવ્યા હોય તેમનું જમવાનું બીજે ઠેકાણે રાખવું. કડાકૂટને લીધે મરનારને ત્યાં એક માસ ખાવું નહિ. તેને ત્યાં શોક હોય તેમજ અશુદ્ધિ હોય ઈત્યાદિ કારણોથી ખાવું નહિ.—સુવાવડી ભેંસ આદિકનું દૂધ સવામાસ સુધી અશુદ્ધિને લીધે ખાવું નહિ સુવાવડી સ્રીનું અશુદ્ધિને લીધે સવામાસ ખાવું નહિ. અડચણુવાળી સ્રીનું પાંચ દિવસ ખાવું નહિ.—ખાબોચીઆં, ખાડા વિગેરેમાંથી પાણી પીવું નહિ કારણ કે એમાં ઝરણના પાણી આવતાં નથી જેથી બગાડ કરે છે. કુવા, નદીમાં ઝરણના પાણી આવે છે તે પીવાં કારણ કે તેમાં નવું પાણી આવ્યા કરતું હોવાથી પાણી ખરાબ થતું નથી તેથી બગાડ કરતું નથી.

સોડા વિગેરેની બાટલી પત્તવાળો, ચેપી રોગવાળો પણ મોઢે માંડી પીએ તેમજ નાના છોકરાંને રમવાના રબરના ફૂક્કા વિગેરેમાં પણ એવુંજ તેમજ સ્ટેશન પર ચા વેચનારાઓ પણ એકજ ડાલમાં પાણી રાખે અને તેમાંજ ધોઇને (ડબોવીને) બીજાને આપે. તેમજ પાનમાં ખાવાની કાથાની

ગોટીમાં પણ તેવું કારણ કે એની ઉના રસની ગોટી દાઝવાથી થૂંકતા જાય અને વાળતા જાય. તેમજ ચા કલેજું બાળે છે અને ઘણુંજ નુકસાન કરે છે માટે ચા પણ પીવી જોઇએ નહિ. બીડી એ દરેક વ્યસનોમાં ખરાબ છે કારણ કે દરેક વ્યસનની હદ હોય છે પણ બીડીની હદ રહેતી નથી. તેમજ બીડીનું ઠુંઠું મોઢામાં ઘાલવાનું અને પાછું કાઢવાનું એટલે વોમિટ કરેલું પાછું આરોગવા જેવું થયું. તેમજ એનો ધૂમાડો કેટલે દૂર જાય અને તેને લીધે હવામાંના કેટલા જીવો મરે તેમજ બીડીથી ક્ષય વિગેરે રોગ પણ થાય છે જેથી બીડી પીવી ન જોઇએ.-બૈરાંએ દાયણ પાસે ઓપરેશન, દવા વિગેરે કરાવવું જોઇએ.-મોઢેથી ધાર્મીક બાબત બોલવી, વાંચવી, સાહેબનું સ્મરણ કરવું, સત્ય બોલવું, સાત્વિક ખોરાક લેવો. (મોળો ઘી વિનાનો) મશ્કરી કરવી નહિ. જુઠું બોલવું નહિ. નિંદા કરવી નહિ. ગળયો, તીખો, ખાટો ખોરાક બને ત્યાં સુધી ખાવો નાહ. આંખે નાટક જોવા નહિ. સ્રીના ગુપ્ત અંગ જોવાં નહિ, પણ ધાર્મીક પુસ્તકો વાંચવા. મહાન પુરૂષોના ફોટા જોવા, દર્શન કરવા, કાનેથી રમણીક

ગાયનો સાંભળવાં નહિ પણ જ્ઞાનિક બાબત સાંભળવી. હાથે જુઠાં વચન આપવાં નહિ, જુઠા સોગન ખાવા નહિ, મોઢે, નાકે, અત્તર ફૂલેલ વિગેરે સુંઘવાં નહિ. દેહે અત્તર વિગેરેનું મર્દન કરવું નહિ. ફૂલની શય્યા ઉપર સુવું નહિ તેમજ મખમલ મશરૂની ગાદી ઉપર સુવું નહિ. સાદડી વિગેરે ઉપર સુવું. રેશમી સારાં કપડાં પહેરવાં નહિ. સાદાં જાડાં ખાદી આદિકનાં કપડાં પહેરવાં. હવેલીઓમાં રહેવું નહિ. વાડી, ગાડી, લાડી આદિકથી વિરકત રહેવું. મતલબ કે સંસારમાં રહી જેમ બને તેમ દેહદમન કરવું અને ગૃહસ્થાશ્રમ છોડ્યા બાદ બધે ફરી જેમ બને તેમ સર્વને ભાષણ, બોધ આદિકથી બોધ આપવો. એમ આપણે કરીએ તો બીજા કરે. એમને એમ ન કરે. તેમ આપણી શાકત પ્રમાણે અને ફરવાની શકિત ન હોય ત્યારે એક ઠેકાણે બેસી પ્રભૂભજન કર્યા કરવું. તેમ આપણું મગજ જેમ કામ કરે તેમ સામાને ઉપદેશ આપવો. તેમ પ્રભૂ મેળવવા બાંધી મુદતનો ટેક જાન સાટાનો, બીનમતલબનો પ્રહલાદ વિગેરે જેવો હોવો જોઈએ.

# જીવ ઉગારવા વિષે.

બળદને આર મારવી નહિ. ચાબખાથી ચલાવવું. ગજા ઉપરાંત ભાર ભરવો નહિ. સુન કરાવવું નહિ. ઘોડાને શું એવું નથી કરતા તો શું નથી ચાલતું ?– નાક કોચવાં, છુંદણાં છુંદાવવા વિગેરે પણ ખોટું છે.—પાડાને હાલમાં ઘણા ધવડાવ્યા વિના ભૂખે મારી નાખે છે તેમ થવું ન જોઈએ. પાડીની માફક ધવડાવવું જોઈએ.—મીલ, જીન વિગેરે યંત્ર ચલાવવાં તેમાં અનંત જીવની હિંસા થાય છે જેથી ચલાવવાં ન જોઇએ. પછી મરજીની વાત છે. ફરજીઆતપણું નથી. દાણાની દુકાનમાં પણ અનંત જીવ મરે છે માટે બને ત્યાં સુધી એવો વેપાર કરવો નહિ.— છરા, જમૈયા વિગેરે મારવાના હથિયારનો બને ત્યાં સુધી વેપાર કરવો નહિ.—છાણ, માખણ, કેરીનો રસ આદિકમાં અર્ધા કલાકમાં જીવ પડે છે જેથી એ પહેલાં છાણ થાપવું, માખણ તાવવું, રસ ખાઇ જવો આદિક રીતે ઉપયોગ કરવો તેમજ પાણીમાં પણ એજ પ્રમાણે હોય માટે જેમ બને તેમ પાણી ગાળીને પીવું અને ગરણું ધોઇ તે પાણી જીવાતવાળું

કુવામાં નાખવું. પાણીમાં છાણની માફક અડધા કલાકે જીવ પડતા નથી પણ એમાં તો અખંડ કાયમ રહે છે પણ ગાળવાથી મોટા જીવ સ્હેજસાજ નીકળે છે. નાના જીવ તો ઘણા રહે છે પણ એના વિના ચાલતું નથી એટલે નાચાર. તેમ કપડાં ધોવા વિગેરેમાં પણ પાણી ગાળીને વાપરવું. દિવસ ને રાતના મળી ચાર પહોર થાય તો પહોરે પહોરે ગાળવું. તેમ ગાળેલું પાણી ગરમ કરવાથી તેમાં ચાર પહોર જીવ પડતા નથી. પછી પાછા પડે છે.—રાત્રે નદી, કુવાનાં જળ હલાવવાં નહિ. ઉંઘેલા જીવો જાગે છે તેમજ રાત્રે અગ્નિ સળગાવવો નહિ કારણ કે ઉજાસને લીધે અંદર પતંગીઆ જેવા હજારો જીવો મરે છે.—આખા દાણા, ચણા, મગ વિગેરેનું શાક ન ખાવું એમાં અંદર અનંત જીવો હોય તે માલમ પડતા નથી ને બફાઈ જાય છે જેથી મગની દાળ, ચણાની દાળ આદિક ખાવી તેમાં વાંધો નથી. રાતના વાસી રોટલા વિગેરેમાં જીવ પડે છે જેથી રાખી સવારે ખાવા નહિ તેમ કાદવની ગાળ વિગેરે કહોવડાવવામાં જીવ પડે છે જેથી કહોવડાવવી નહિ. મોતીને લીધે માછલી જીવતી ચીરે છે તેથી મોતી

પહેરવાં ન જોઇએ.—તેમ ચમરના પૈસા વધારે આવે જેથી જીવતી ગાયનાં પૂછડાં કાપે કારણ કે જંગલની ગાય વાઘના જેવી તેથી કળાથી પૂછડાં કાપી લે છે અને પછી કોહી કોહીને મરે છે જેથી એનો ઉપયોગ ન થાય તો કાપે નહિ.-તેમ કસ્તુરીમાં પણ એવીજ રીતે પૈસાના લોભથી મૃગનો જાન લે છે તેથી એનો પણ ઉપયોગ બને ત્યાં સુધી થવો ન જોઇએ.—તેમ કાંદા, લસણ વિગેરેથી મોં વાસ મારે તેમ એ વસ્તુનો ગુણ તામસી છે જેથી એનો ઉપયોગ કરવો નહિ. બીજો બાધ કંઈ નથી.—તેમ કોઈ વરા કરે તો ત્યાં જમતી વખતે સાથે બેસવું, સાથે ઉઠવું, એઠવાડ પાડવો નહિ વિગેરે સભ્યતા સાચવવી છતાં વરો કરવો એ તો ખોટું જ છે પણ કરે તેને કોઈ અટકાવતું નથી.—કોઇનો જીવ જાય તેવી નામે વાત ઘણા સમુહમાં કરવી નહિ. નામ વગરથી જોઇએ તો કરવી.—જીવમાં માણસ અને પશુ બંનેના હક સમાન હોવા જોઇએ. જેમ માણસને કોઈ મારે તો કાયદા તેવી રીતે પશુ બાબતનો હોવો જોઇએ.-જીવ હિંસા કરનારને પૈસો આપવો નહિ. ઝાડ, વિગેરેમાં પણ જીવ છે માટે બને ત્યાં સુધી કાપવાં

નહિ તેમજ વાળ, નખમાં પણ જીવ છે તેને મહાનેટ વિગેરે કપાવતા નથી.-સ્ત્રીએ પોતાના ધણીની, પુત્રે પોતાના માબાપની, શિષ્યે પોતાના ગુરૂની ન્યાયપૂર્વક સેવા કરવી. પગચંપી વિગેરેની પણ અન્યાયથી ચોરી વિગેરે કરવાનું કહે તે નહિ કરવું તેમજ આ પુસ્તક આદિકની ધુપ, ધાપ વિગેરેથી સેવા કરવી પણ અશુધના પગે ચઅઢવા વિગેરેથી કરવી નહિ. કારણ કે એ વસ્તુ સાર અસારનું જ્ઞાન કરાવે છે અને આભવ તેમ જ પરભવ દુ:ખમાંથી મુક્ત કરી સુખ પ્રાપ્ત કરાવે છે. જેમ દાખલા તરીકે ઝાડના ગર્ભનાં, નર્કનાં મહાન દુ:ખ તમારા અજાણ્યાં નથી તેથી કહેવાની જરૂર નથી પણ તેમાંથી મુક્ત થઈ મહાન સુખ, પદ્મિનિ નાર, કંચનની કાયા, અમૃત ભોજન આદિકના સુખો કહેતાં પાર ન આવે એટલે એક દાણો રોપવાથી અનેક દાણા મળે છે તેમ આંબો રોપવાથી કેરી આવશે અને બોરડી રોપવાથી ડાળને કાંટા જ થશે. ત્યાં તો અદલ ઈન્સાફ છે. ત્યાં વગવશીલો, લાંચ ચાલે એમ નથી. અહીં બધું ચાલે તેમ છે. તેમ સારાં કામ એમાં પ્રથમ તો તબિયત સારી રહે છે ને નબળાં કામમાં તબિયત

બગાડે અને પાપ વધે છે. જેથી આખર ઈશ્વરમાં લીન થવાય એના જેવું સુખ મુક્તિમાં પણ નથી કારણ કે એમાં સુખો નહિ તેમ દુ:ખો પણ નહિ તેમ મૃત્યુપુરીમાં પાછું આવવું પડે છે. તેમ દેવોમાં પણ નાનાને મોટા વિગેરેની ઈર્ષા અને ઝેર આદિકથી દુ:ખ એટલે આ દેવ મારાથી મોટો અને આ દેવ મારાથી નાનો એવું અભિમાન આદિકથી મારામાર અને ધમાધમ મૃત્યુપુરીની માફક એટલે એમાં પણ કંઈ નહિ. ઈશ્વર નામ સિવાય.

મૂર્તિને માનવું કે કેમ ? તેમાં 'હા' પણ ખરી અને 'ના' પણ ખરી, કારણ કે તેના દર્શનથી સારા ગુણનું ભાન થાય તો સારૂં પણ નબળા ગુણનું ભાન થાય તો ખોટું કારણ કે દરેક વ્યક્તિના આખી ઉંમરમાં સારા યા નબળા બંને ગુણ તો હોય જ છે અને એ અનુસારે સારાં અથવા નબળાં કામો પણ થયેલાં સબબથી તેમ જ મોટા મહાત્માઓમાં પણ સમજવાનું.

તેમ જ દેવદેવીની નગ્ન મૂર્તિની પૂજા કરે. દેવીની મરદ અને દેવની સ્ત્રીઓ એવી ઘણે ભાગે

કરે છે. હવે વિચારો કે તમારી પોતાની સ્ત્રીનાં ગુપ્ત અંગની કોઈ મરદ પૂંજા કરવા માગશે તો પૂંજા કરવા દેશો કે? નહિ જ. તો પછી એને કેમ? પત્થરની મૂર્તિ વારસ વિનાની જેથી? છાણના દેવને કપાસીઆની આંખ જેવું થયું તેમ જ કેટલાક દેવદેવીને નામે ભીખ માગે છે. તેમ દિવાસળીની પેટી ઉપર દેવદેવીના ફોટા હોય છે અને તે જ દિવાસળી ખાલી થતાં ખોખા સંડાસમાં વિષ્ટાની કુંડીમાં નાખે છે યા પડે છે અને એવી બીજી ગંદકીવાળી જગ્યાએ પણ પડે છે, તેમ જ દેવદેવી-ઓના નાટક થાય તે ધૂળમાં નાચે અને યજમાન જોનારા ગાદીતકીએ બેસે અને દેવી પૈસા માટે બેઠેલાના ગળામાં હાથ નાંખે. લખતાં કલમ ચાલતી નથી, પણ નાચારીથી લખવું પડે છે; તેમ જ ભોગવિલાસના ખંડમાં પણ દેવદેવીઓના ફોટા. તોબા! તોબા! તેમ જ જાત્રા જાય તેમાં પણ કેટલાકો સ્ત્રીભોગની લાલસાએ જાય તેના કરતાં ન જવું સારૂં કે ગાડીભાડાં વિગેરે પૈસાનો બચાવ થાય; તેમ જ નદીએ નાહવા જાય તેમાં પણ કેટલાક મરદો સ્ત્રીનાં ગુહ્ય અંગ જોવાની લાલસાએ જાય તે કરતાં

ન જાય તો સારૂં કે પાપ થતું અટકે. આથી મારૂં કહેવું એવું નથી કે દેવદેવીઓને ન માનો, જાત્રા ન કરો, આદિક સારાં કામ ન કરો, પણ પુણ્યને બદલે પાપ થવું ન જોઈએ. મતલબમાં એ બાબત ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ.

મહાત્માઓને માનવાનું તેનું કેમ? તેના પ્રત્યુત્તરમાં મહાત્માઓને માનવા પણ તેના ગુણ હોય તો માનવા, કે પોતે પણ તરે અને બીજાને પણ તેરવે એવા જવલ્લે જ હોય. જેથી પરીક્ષા કર્યા વિના માનવા નહિ, કારણ કે હાલમાં ઢાંગી પૈસાના લાલચુ, વિષયવાસનાવાળા ઘણા હોય છે. દાખલા તરીકે બગલા ભગત જેવા હોય છે; તેવી જ રીતે સંસારી જીવો પણ હોય છે કે જાતે ડુબે અને બીજાને પણ ડુબાવે એવાઓ વાદીગરની માફક ચમત્કાર બતાવે જેમ ઠીકરાંનો રૂપિયો બતાવે છે આદિકથી ફસાવું નહિ, કારણ કે એ પણ પુસ્તકમાંથી જ જ્ઞાન શોધે છે. તેવી જ રીતે આપણે પણ શોધન કરવું. તેમ મનગુરૂ વિનાનું બધું નકામું છે. જેવી રીતે પોપટ રામ રામ કરે એવી રીતે જ.

પ્રશ્ન :—મંત્ર વિગેરે માનવું કે?

ઉત્તરઃ—જેવી રીતે એક અલૌકિક ઈશ્વરનું સ્મરણ કરવું અને જેવું કાર્ય સિદ્ધ કરે છે તેવું હલકા દેવદેવીઓની ઉપાસનાથી કાર્ય સિદ્ધ થતું નથી. તે તેના પ્રમાણમાંજ કરે છે, જેમ સિપાઈ સિપાઈના જેવું જ કામ કરવાનો અને કલેકટર તેના પ્રમાણમાં કરવાનો એટલામાં જ સમજવાનું.

પ્રશ્ન :—શુકન, જોષ ખરા કે?

ઉત્તરઃ—એ સૌ કર્મની વાત છે. નહિ તો સારા શુકને અને સારા જોષે નબળું કામ થાય છે અને નબળા જોષે અને નબળા શુકને સારૂં કામ થાય છે.

પ્રશ્ન :—અકાળે મૃત્યુ માનવું એ ખરૂં કે કેમ?

ઉત્તરઃ—એ ખોટું છે કારણ કે વહાણમાં બેસનાર વહાણ ડુબી જવાથી કેટલાઓ ટુંકા આયુષ્ય-વાળા મરી જાય છે અને લાંબા આયુષ્યવાળા પાટીઉં વિગેરે હાથ આવવાથી બહાર

જીવતા નીકળે છે તેથી અકાળ મૃત્યુ મનાય નહિ.

પ્રશ્ન :—કળીજુગ, સરીજુગ છે કે નહિ ?

ઉત્તર:—એ માન્યતા મનની છે, કારણ કે સરીજુગમાં પણ પાપી હતા અને કળીજુગમાં પણ સત્યવાદીઓ છે એટલે એ માન્યતા ખરી ઠરતી નથી.

પ્રશ્ન :—ધરતી શેષનાગને આધારે રહેલી એવું બતાવે છે તેનું કેમ ?

ઉત્તર:—એ બાબત ખોટી છે, કારણ કે શેષનાગ શાની ઉપર રહે ? કોઈ કહે કાચબા પર રહે છે તો કાચબો શાની ઉપર રહે ? એ હિસાબે દલીલ ખોટી પડે છે.

પ્રશ્ન :—વિધાતા લેખ લખવા આવે એ ખરૂં કે ?

ઉત્તર:—વિધાતા લેખ લખે તો પછી એના કોણ લખે ? તેમ છ દીન પછી લખે છે તો તે પહેલાં સારૂં નબળું થાય તેનું શું કારણ ? તેમ વિધાતા ખરી ભાગ્યવંતી કે ઘેરે ઘેર

રખડે, વગર પૈસાની ગુલામી કરે તેમ સુવાવડવાળીનો પડછાયો સમજુ ન લેય અને દેવી બિચારી સારી કે મલેચ્છ ખાનામાં પણ લેખ લખવા જાય.

પ્રશ્ન :—હોળી, દિવાળી માને તેનું કેમ?

ઉત્તર:—માને તેની મરજીની વાત છે. પણ હોળીમાં અનેક જીવ મરી જાય છે તેમ દિવાળીમાં દીવા સળગાવવાથી કેટલા જીવ મરે છે જેથી જ બીજું કંઈ નહિ. તેમજ દિવાળીમાં ફટાકડા ફોડવા એમાં પણ અનંત જીવ મરે છે તેમ બારણે દેવદેવીનાં ચિત્ર પાડે છે અને ચાલવામાં પગતળે ચગદાય છે. તેમજ છોકરાંઓ પણ ઉપર મળમૂત્ર કરે. દેવી ભાગ્યશાળી તેમજ પર્વો ખરાં કે એમાં ખરાબપણું થાય.

પ્રશ્ન :—એ તહેવારમાં ઉંબર વિગેરે પૂજે તેનું કેમ?

ઉત્તર:—ઉંબર લાકડાનો છતાં દેવની મૂર્તિની માફક પૂજે. ક્યાં સુધીનું અજ્ઞાનપણું? તેમ મારવાડ વિગેરેમાં મરી જાય તેનું રૂપાનું

કે સોનાનું પૂતળું બનાવી ડાકમાં પહેરે અને તેને દેવ તરીકે માની પૂજા કરે એટલે શું તે દેવ થઇ ગયા? પોતાના વડીલો તરીકે માનો તો જાણે ઠીક છે.

પ્રશ્ન :—એક અલૌકિક ઈશ્વર તેમ એક અલૌકિક ઇશ્વરી ખરીને?

ઉત્તર:—અસલ પરંપરા ચાલતું આવે છે કે સ્ત્રી કરતાં પુરૂષ મોટો તો પછી એવો સવાલ કેમ પૂછો? તેમ આત્મા પણ મરદ રૂપી છે.

## ઈશ્વર વિષે.

પ્રશ્ન :—કોને માનવા?

ઉત્તર:—એક અલૌકિક ઇશ્વરને જ. બીજાને નહિ જ. તેમ નિંદા વિગેરેની અશુધના પણ નહિ કરવી.

પ્રશ્ન :—ઈશ્વર એટલે શું?

ઉત્તર:—જેનામાં બધા કરતાં વિશેષ શક્તિ હોય એટલે બધી રીતે ન્યાયે સંપૂર્ણ હોય તે જ પછી ગમે તે હોય તેમાં વાંધો નહિ.

પ્રશ્ન :—ઈશ્વર કેવા છે?

ઉત્તરઃ—નીરંજન નિરાકાર એટલે એક તો માયા રહિત અને બીજું જયોત સ્વરૂપે, આકાર રહિત અને ધારે તો આકાર લઈ શકે પણ આકાર વિના પણ કામ કરી શકે. જેવી રીતે ધુમાડો પગ વગર ચાલે છે તેજ પ્રમાણે સમજવાનું.

પ્રશ્ન :—ઈશ્વર અંતરયામી ખરા કે ?

ઉત્તરઃ—અવશ્ય. પુન્યશાળીને ગમે તે ઠેકાણે સહાય કરનાર છે અને પાપીને શિક્ષા આપનાર છે. તેમ મનની વાત પણ જાણનાર છે. આકાશમાં હોય કે પાતાળમાં હોય પણ જેના જેવા ગુન્હા તેવી તેને શિક્ષા થવાની જ છે, તેમ ધર્મીના હૃદયમાં ઈશ્વરનો વાસ છે, નહિ કે પાપીનામાં. તેમ જ વિષ્ટા વિગેરેમાં પણ ઈશ્વર છે તેમ નથી, એવી રીતે અંતરયામી સર્વવ્યાપક કહેવાય.

પ્રશ્ન :—ઈશ્વરની ગહનગતિ કેવી છે ?

ઉત્તરઃ—ઇશ્વરની ગહનગતિનો હજી સુધી કોઈ પાર પામ્યો નથી અને અત્યાર પછી કોઈ પામ-

વાનો નથી. તે ધારે તો ઘડીમાં આ રચના વિગેરે અલોપ કરી દે અને ધારે તો ઘડીમાં પાછી ઉભી કરે, પણ ન્યાયે કરે. અન્યાયે નહિ.

પ્રશ્ન :—ઈશ્વર ધારે તે કરી શકે કે?

ઉત્તર:— ન્યાયે ઈશ્વર ધારે તે કરી શકે; અન્યાયથી કરે નહિ. દાખલા તરીકે પુન્યશાળીને પાપી બનાવશે નહિ તેમ પાપીને પુન્યશાળી બનાવશે નહિ. તેમ અનેક ઇશ્વર બનાવવાનું ધારે તો શું બનાવી શકશે. એવું કદાપી હદ ઉપરાંતનું બનશે જ નહિ.

પ્રશ્ન :—ઈશ્વરમાં ખામી છે કે નહિ?

ઉત્તર :—ઈશ્વરમાં હજી સુધી કંઈ ખામી જણાય નથી અને અત્યાર પછી જણાય એવું લાગતું નથી કારણ કે સૂર્ય અને ચંદ્ર વિગેરે વસ્તુ છે તેવી ને તેવી જ છે. તેમાં ફેરફાર કીધો નથી એટલે વાંધા જેવું લાગતું નથી. અને છે પણ નહિ.

પ્રશ્ન :—ઈશ્વરમાં ચમત્કાર છે કે?

ઉત્તર:—ઈશ્વરમાં ચમત્કાર છે. આ દુનિયાની રચના રચી એ ચમત્કાર જ છે. તેમજ સૂર્ય આજે તમોએ જે વખતે જ્યાં જોયો તેજ વખતે બીજે દિવસે હજારો ગાઉ પર જઈ જુઓ તો ત્યાં પણ તેજ જગ્યાએ દેખાશે એ ગુહ્ય બાબત તપાસવાથી માલમ પડશે.

પ્રશ્ન :—દયાળુ જેને જેવું જોઈએ તેવું આપે કે કેમ?

ઉત્તર:—હા, અવશ્ય. સુકા કાષ્ટમાંના જીવને અમી આપવી, પાણીમાંના જીવને શ્વાસ ખવડાવવો, તેમ પવન, પાણી, અગ્નિ વિગેરે ઉમદા વસ્તુઓ એમને એમ અને વિશેષ બક્ષી જેથી પરદુ:ખભંજન ઈશ્વર દયાળુ છે.

પ્રશ્ન :—ઈશ્વરે સૃષ્ટિની રચના કેવી રીતે બનાવી?

ઉત્તર:—જેમ ઝાડની (છાયા) છબી નીચે સૂર્યને ઉજાસે તરત પડે છે તેમજ એમાં પણ સમજવાનું. તેમ કોઇ કહેશે કે પહેલાં તો ગાડી વિગેરે ન હતી અને હાલમાં નીકળેલી છે એટલે રચનામાં સંપૂર્ણતા નહિજ ને? તેમાં મારૂં કહેવું એવું છે કે પાણી, અગ્નિ,

પવન વિગેરે મુદ્દાની વસ્તુઓ કોઈથી બની નથી અને બનશે નહિ અને એ વસ્તુ વિના ગાડી વિગેરે પણ ચાલે નહિ, તેમ કોઇને પણ કોઇપણ કામમાં એ વસ્તુ વિના ચાલે એમ નથી. એવી મુદ્દાની વસ્તુ ઉપર કુદરતે ખાસ ધ્યાન રાખેલું. સાધારણ વસ્તુ ઉપર નહિ.

પ્રશ્ન —ઈશ્વર છે કે ?

ઉત્તરઃ—જો ઈશ્વર ન હોય તો પવન વિના ન ચાલે તે વિશેષ અને મફત બનાવ્યો તેમ અગ્નિ રાંધવા વિગેરે માટે બનાવ્યો તેમ જ પીવા પાણી, તેમજ ઉનાળામાં તાપ, શિઆળામાં ટાઢ, ચોમાસામાં વરસાદ આદિકથી ઈશ્વર માનવા પડે છે. તેમ માયા મુકી મરવું સારૂં લાગતું નથી છતાં મરવું પડે છે ત્યાં આગળ ઈશ્વર માનવા પડે છે. એટલે પુણ્ય, પાપ, સુખ, દુઃખ, જીવ, અજીવ, આભવ, પરભવ, સ્વર્ગ, નર્ક મુક્તિ વિગેરે માનવું પડે છે.

પ્રશ્ન :—ઈશ્વરને આ સૃષ્ટિ વિગેરેની રચના રચવાની જરૂર શું ?

ઉત્તર:—એક લીલા ખાતર.

પ્રશ્ન :—સૃષ્ટિમાં જીવો મરે તેનું પાપ ઈશ્વરને લાગે કે નહિ ?

ઉત્તર:—બનાવે તેનું એટલે માણસને ઈશ્વર બનાવે તેનું પુણ્ય લાગેને ?

પ્રશ્ન :—ઈશ્વરમાં અને આપણામાં ફેર ખરો કે ?

ઉત્તર:—સોનું અને પિત્તળ જેટલો ફેર.

પ્રશ્ન :—દેવદેવી અને આપણામાં ફેર કે ?

ઉત્તર:—જીવ આપણા અને તેના સરખા પણ કૃત્યમાં ફેરફાર જેથી આપણા કરતાં સુખ વધારે. સારાં કૃત્યથી પણ તાવો. આ દેવ મોટો અને આ નાનો એવી અહીંની માફક ધમાધમી એટલે એને પણ શું સુખ ? તેમ મુક્તિ કહે તેમાં પણ સુખો નહિ તેમ દુઃખો નહિ તેથી હિસાબમાં કંઈજ નહિ જેથી તપાસતાં ઈશ્વર નામ એમાં જ સુખ છે.

પ્રશ્ન :—પુણ્ય, પાપ ઇશ્વર કરાવેને?

ઉત્તર:—એ બાબત ખોટી છે. દાખલા તરીકે વાણીઆનો છોકરો જન્મથી ખાટકીને ત્યાં મુકે તો તે તેવાંજ કામ કરે અને ખાટકીનો છોકરો વાણીઆને ત્યાં મુકે જન્મથી તો તે તેવાં જ કામ કરે. એમાં પ્રભૂનો શું દોષ કાહવાનો. વાઘ જેવું જનાવર પણ બકરા સાથ સારી કેળવણીથી મારતું નથી.

પ્રશ્ન :—ઇશ્વરે જે વસ્તુ બનાવી તેનો ઉપયોગ કરવો કે કેમ?

ઉત્તર:—ઈશ્વરે તો દારૂ ગોસ વિગેરે બનાવ્યાં છે એટલે તેનો અન્યાયથી ઉપયોગ કરવો? એમ કરવાથી ઈશ્વરના ગુન્હેગાર બનીશું કારણ કે ઈશ્વરે તો ઝેર પણ બનાવ્યું છે તો તેનો ઉપયોગ કેમ કરતા નથી? 'અચ્છા અચ્છા હુમ ખાના, ઓર લશકરમાં તુમ જાના? એવું લઈ બેઠા એ ઠીક નહિ.

પ્રશ્ન :—ઈશ્વરે બધાને સરખા કેમ ન બનાવ્યા?

ઉત્તર:—બધાને સરખા બનાવ્યા હોત તો પુણ્યવાનની પાલખી આદિક કોણ ઉંચકતે?

એવા સંપૂર્ણ, ગુણ સંપાદન, સત્યવાન, ગહન ગતિવાળા દાદા સાહેબને આ એક અલ્પ, અજ્ઞાનિ ક્રુર પ્રાણીની નમ્ર વિનંતી એ છે કે આપે હદ વગરના મારી ઉપર ગુણ કર્યા છે તેનો બદલો મારા શરીરના ચામડાનાં જોડા સીવડાવું તો પણ અલ્પ બદલો વળે એમ નથી. એમ કરવાનું તો બાજુ રહ્યું પણ આપણી નિંદા વિગેરેથી મહાન ગુન્હા કીધા તે જોવા જાઓ તો પાર ન આવે. પણ નાદાન છોકરૂં ખોળામાં મળમૂત્ર કરે તો ગુસ્સો લાવી ફેંકી દેતા નથી પણ પ્રેમથી બચી કરે છે તેમ આપ પ્રભુ હમારી ઉપર કરશો તેઃજ બેડા પાર છે નહિ તો પાયમાલી છે કારણ કે આપના વિયોગનું દુઃખ કેટલું છે તે આપ સિવાય કોઈ જાણવાવાળો નથી. તેમજ છોડાવવાવાળું પણ નથી જેથી આપ દાતાર પાસ આ સેવક યાચના માગવા આવ્યો છે તો ભિક્ષા આપી મનોકામના પાર પાડશો એવી આશા રાખું છું અને પડશે જ કારણ કે કેટલાની પાડેલી તે પ્રમાણે મારી પણ પડશે.

પરમેશ્વરના અનેક નામઃ—પરમેશ્વર, ઈશ્વર, ભગવાન, પરમાત્મા, પ્રભૂ, જુગદાધાર વિગેરે.

# સંકલ્પ નિવારણ-વિભાગ.

પ્રશ્ન:—ઉમદા શું? અખંડ શું?

ઉત્તર:—ઈશ્વર નામ યા સત્ય.

પ્રશ્ન.—કનિષ્ઠ શું? નાશકારક શું?

ઉત્તર:—માયા! માયા?

પ્રશ્ન:—પાપ કેવું કરવું?

ઉત્તર:—થોડા પાપથી ઘણું પાપ અટકતું હોય તો તે પાપ કરવું. જેમ હડખાયલું કુતરૂં હોય અને ઘણા જીવને નુકસાન કરતું હોય તો તેને પકડી પ્રેજ કરવું એ પણ સારૂં નથી પણ નાચારે કરવું પડે તેમ ચકલીઓ વિગેરે પણ અનેક જીવો વિણી ખાય છે તેનું કેમ કરવું? એવાને દાણા વિગેરે નાંખીએ તો ભૂખ શાંત થવાથી જીવ મારતાં નથી. તેમ હજારો જીવનો મારનાર એવાને પ્રેજ કરવામાં પુન્ય થાય અને હજારો જીવોનું પોષણ કરનાર એવાને પ્રેજ કરવામાં પાપ થાય. જીવ બંનેના સરખા પણ કૃત્યમાં

ફેરફાર જેથી જ. તેમ કૂતરાં ચકલીઓમાં
સમજવાનું.

પ્રશ્ન:—પુન્યથી પાપ થાય છે કે?

ઉત્તર:—ગરીબ ગરબાંને જમાડવાં તે રાંધવા વિગેરેમાં ઝીણા જીવ મરે જેથી સ્હેજ પાપ લાગે છે પણ મોટા જીવ ખાઇ કેટલો આશીર્વાદ આપે જેથી મહાન પુણ્ય બંધાય છે.

પ્રશ્ન:—એક રૂપિયો ચોરનાર અને હજાર રૂપિયા ચોરનાર બંનેને શિક્ષા કેમ?

ઉત્તર:—આ શિક્ષા બંનેને સરખી. આ પણ હજારવાળાનું પુન્ય વધારે એ હિસાબે ઈશ્વરને ત્યાં પાપ વધારે.

પ્રશ્ન:—એક રૂપિયો દાન આપનાર અને હજાર રૂપિયા આપનાર બેમાં ફેર ખરો કે? એટલે પાંચવારો એક વાપરે અને પાંચ હજારવારો હજાર વાપરે તેને.

ઉત્તર:—પુન્ય બેઉને સરખું પણ એક રૂપિયામાં એક માણસ જમે અને હજાર રૂપિયામાં હજાર માણસ જમે એટલો ફેર પણ એક

રૂપિયાવાળાએ મનથી આપ્યો હોય અને હજારવાળાએ વગર મનથી આપ્યા હોય તો એક રૂપિયાવાળાનું મનનું પુન્ય વધે તેમ ભારે રકમ ધર્માદાની કાઢી હોય તેની એવી વાર્ષીક આવક કરવી કે તે સંસ્થા કાયમ રહે પણ ન્યાતવરા આદિકના જમણવારમાં એક સામટી રકમ ખર્ચી નાખવી નહિ.

પ્રશ્ન :—ચોરી કરીને દાન કરવું તે વ્યાજબી છે કે કેમ?

ઉત્તરઃ—એ તદ્દન ખોટું છે કારણ કે પછી તો પાંચ રૂપિયાઓ ચોરે ને પાંચ હજાર પણ ચોરે-ગરીબ તવંગર કોઈ જુએ નહિ. માખ મારે તે માણસ મારે જેથી ચોરી કરી દાન આપવું નહિ.

પ્રશ્ન :—મોટામાં મોટું પુન્ય, પાપ કયું?

ઉત્તરઃ—સારાં કામ કરાવવાની બુદ્ધિ આપવી એ મોટામાં મોટું પુણ્ય તેમ નબળા કામ પાપના કરવાની બુદ્ધિ આપવી એ મોટામાં

મોટું પાપ છે. કારણ કે સારી બુદ્ધિ આપવાથી અનેક જણા સારાં કામ કરે અને નબળી આપવાથી અનેક જણાં નબળાં કામ કરે એ ઉપરથી ગણતરી કરી સમજવાનું.

પ્રશ્ન :—ખૂન વિગેરે કરનારનો ગુન્હો ભોગજોગે ગુપ્ત રહે છે અહીં આગળ અને શિક્ષા જેથી થતી નથી તેનું કેમ?

ઉત્તર:—અહીંઆ ગુપ્ત રહે પણ ઈશ્વરને ત્યાં તો અદલ ઇન્સાફ છે. ત્યાં તો બાકી રહેલી શિક્ષા ગુન્હાની ભોગવવી પડે છે.

પ્રશ્ન :—બાધા લે છે તેનું કેમ?

ઉત્તર:—કોઇ કંઇ પ્રતિજ્ઞા લે કે હું ફલાણી જાત્રા કરૂં તો મને હજાર બ્રાહ્મણ જમાડયા જેટલું પુન્ય થાય તો શું થઇ જાય કે? તેમ થાય જ નહિ તેમ જાત્રા ન થાય તો હજાર બ્રાહ્મણ માર્યા જેટલું પાપ એવું ધારે ને ન થાય તો પાપ લાગતું નથી પણ સંકલ્પ કરેલો હોય તેના પ્રમાણમાં લાગે. તેમ કોઈ

એવી બાધા લે કે મને હજાર રૂપિયા મળે તો પચીસ રૂપિયા દેવને ચઢાઉં એટલે શું હજાર મળી જવાના? એવા દેવ કાચા નથી. આપણા કરતાં કે બાર લઇ કહ્લી આપી દેશે.

પ્રશ્ન :—કોઇ કસમ આપે કે મને હજાર રૂપિયા ન આપે તો તને પરમેશ્વરના કસમ છે. હવે ન આપે તો કસમ લાગે કે?

ઉત્તર:—કંઈ લાગતા નથી એ હિસાબે પુન્યનું કહે તે પણ લાગતું નથી કારણકે એવું તો કંઇને કંઇ કહેવાવાળા હોય છે એટલે લાગતું નથી.

પ્રશ્ન :—આપણું પુન્ય, પાપ કોઇને આપીએ તો જાય ખરૂં કે?

ઉત્તર:—જાય. ખરા અંતઃકરણથી આપીએ તો.

પ્રશ્ન :—કોઇને અપવાસ હોય અને કોઈ એમ કહે કે આજનો ઉપવાસ છોડો તો જીવ મારવાના બંધ કરૂં તો ઉપવાસ ભાંગવો કે નહિ?

ઉત્તર:—અવશ્ય ઉપવાસ ભાંગવો. કારણકે બકરાં,

ઘેટાં વિગેરે જીવો ઉગરતાં મોટું પુન્ય લાગે છે થોડું પાપ લેતાં.

પ્રશ્ન :—કોઈ સ્ત્રી કોઇને ભોગ ન કરવા દે તો શું તેનો આત્મા દુભાયાનું પાપ લાગે ખરૂં કે?

ઉત્તરઃ—કદાપિ લાગે નહિ.

પ્રશ્ન :—બળાત્કારથી ભોગ કરે તો શિયળ ભંગ થયો કહેવાય કે?

ઉત્તરઃ—નહિ જ. ભાંગેલું કહેવાય.

પ્રશ્ન :—પૈસા વિગેરે આપી જીવ વિગેરે છોડવવા કે નહિ?

ઉત્તર—નહિ જ છોડવવા. પૈસાના લોભે ઉલટા વધારે જીવ મારે જેથી જુએ તો જ્ઞાનથી સમજાવવા કે જીવ મારતા અટકે અને બીજાને પણ અટકાવે.

પ્રશ્ન :—પુણ્ય કેવું કરવું?

ઉત્તરઃ—લાલચથી નહિ કરવું. જેમ એક રૂપિયાનું દાન આપીશું તો આવતે ભવ અનંતગણું મળશે એવું ધારી ન કરવું. બીન-સ્વાર્થ-તાથી કરવું. તેમજ કીર્તિ માટે પણ પુણ્ય

કરવું નહિ કારણ કે કીર્તિ શું આપણે ઇશ્વર જેવી મેળવવાના છીએ! તેમ ઈશ્વરને પણ નાસ્તિક લોકો ગાળ દે છે તો પછી આપણા જેવા અલ્પ જીવનો શું હિસાબ!

પ્રશ્ન:—પુણ્ય કઈ વખતે કરે તે સારૂં?

ઉત્તર—સુખે કરે એ દુઃખે કરે એ ઠીક છે. પહેલા જેવો લાભ નહિ. જેમ જેલમાં હોય અને ત્યાં ચા વિના રહે એમાં પુણ્ય નહિ પણ ઘેર હોય અને મળે છતાં ન પીએ તો તેમાં લાભ સત્યતાનો. તેમ પાપ તો સુખે યા દુઃખે પણ ન કરવું.

પ્રશ્ન:—પાપમાં દુઃખ ખરૂં કે?

ઉત્તર:—માછી લોકો શિયાળાની સખત ટાઢમાં રાતના જળમાં પડી માછલાં પકડે છે અને દુનિયાના દુઃખ કરતાં નર્કમાં મહાન દુઃખ ભોગવવાનાં કર્મ બાંધે છે.

પ્રશ્ન:—પુન્યમાં સુખ ખરૂં કે?

ઉત્તર:—પ્રભૂના મંદિરમાં જવાથી ધુપવાપની સારી ખુશબો, તેમજ મકાન સારૂં તેમ ઘણાં

માણસોની ગમ્મત વિગેરેથી આનંદ થાય છે અને મરણ બાદ દેવપુરીના સુખો અહિં કરતાં વિશેષ ત્યાં ભોગવાય છે.

પ્રશ્ન :--સુખ દુઃખ ખરાં કે?

ઉત્તર:— એ સૌ મનનાં કારણ છે. એક વખત એક સ્ત્રી પ્રર બહુ પ્રેમ હોય અને એક વખત તેના ખરાબ ગુણ જોવાથી મોહ ઉતરી જાય છે તેમજ ચા વિગેરેમાંથી ક્ષય રોગ પેદા થાય છે એવા એના અવગુણ શોધે તો, પણ ગુણ શોધ્યા કરે કે ચા મીઠી છે, લ્હેજતવાળી છે એવી રીતે ન છુટે કારણ કે એક વસ્તુમાં બે ગુણ તો હોય જ છે. સારા અને નબળા પછી જેવા લેવા હોય તેવા લેવાય.

પ્રશ્ન :—સાકરનો સ્વાદ કેવી રીતે જણાય?

ઉત્તર:—જીભ સાથ મેળાપ થવાથી ગળયો સ્વાદ જણાય છે પણ હાથની ચામડીએ લગાડવાથો સ્વાદ જણાતો નથી.

પ્રશ્ન :—સુખ કઈ વખતે સારૂં નથી લાગતું?

ઉત્તર:—ફાંસીની સજા વખતે વારાંગના વિગેરેનો નાચ હોય તે પણ સારો લાગતો નથી. તેમ નાટક વિગેરેના સીન સીનેમાના દેખાવ વિગેરેથી ઉજાગરા વિગેરેના નાનાં દુઃખ માલમ પડતાં નથી.

પ્રશ્ન :—નબળાં કામ કરનારને સુખ કેમ?

ઉત્તર:—આગલા ભવના સારાં કર્મને લીધે પણ કર્મ તો સારાં ખલાસ થાય છે.

પ્રશ્ન :—સારાં કામ કરનારને દુઃખ કેમ? મોટા મહાત્મા જેવાઓને છે.

ઉત્તર:—એમાં પણ આગલા ભવના કર્મ નબળાં હોય તો જ દુઃખ હોય છે પણ નબળાં કર્મ તો બળી જાય છે દુઃખ ભોગવવાથી.

પ્રશ્ન :—પુણ્ય પાપનો ફેંસલો કેવી રીતે થાય?

ઉત્તર:—જેમ કપાસનું ભરેલું ગાડું યંત્ર પર મુકવાથી તરત જોખાય છે તેવી જ રીતે આમાં સમજવાનું.

પ્રશ્ન :—પુન્ય, પાપ કેવી રીતે ભોગવે?

ઉત્તર:—જેમ રાજા રાજ ભોગવે છે અને જંગલ પણ ભોગવે છે, દુશ્મન વિગેરે ચઢી આવવાથી. જેથી જેવા જે વખત કર્મ તે પ્રમાણે ફળ ભોગવવાં પડે છે.

પ્રશ્ન:—મહાન પુન્ય, પાપ ક્યારે ખલ્લાસ થાય?

ઉત્તર:—દેવયોનીમાં મોજશોખમાં પડવાથી પુણ્ય ખલ્લાસ અને નર્કીમાં મહાન દુઃખથી પાપ ખલાસ થાય છે.

પ્રશ્ન:—માયા ભોગવનારે અગર ન ભોગવનાર એ બેમાંથી કોણ ચઢે?

ઉત્તર:—માયા ભોગવનાર માયા છોડે તેને વધારે ઉત્કંઠા થતી નથી પણ ન ભોગવનાર સ્ત્રી વિના છોડે. તેને કોઈની સાહેબી ભોગવતા જોઇને મન થાય કે માયા કેવી હશે છતાં મન વાળે એ ખરો કહેવાય. છતાં બધું જ્ઞાન પ્રાપ્ત કયારે થાય કે દરેક વસ્તુનો ઉપયોગ કર્યો હોય તો પણ જ્ઞાન થયા બાદ માયા છોડી દેવી જોઇએ. જ્ઞાન કોઇ કહે અને તેમ આવતું હોય તો માયામાં ફસાવાની

જરૂર નથી પણ શંકા રહે તોજ માથામાં ફસાવાની જરૂર તે પણ કયાં સુધી કે આપણું કામ પુરૂં થયું કે પછી નહિ. પછી વિરક્તપણે રહેવું.

પ્રશ્ન :—કાર્ય કયારે સિદ્ધ થાય?

ઉત્તર :—મન કાબુમાં હોય તો જ. નહિ તો કંઈ જ નહિ. મુખ્ય આધાર એની ઉપર છે.

પ્રશ્ન :—સંપૂર્ણ રીતે કોઇ સુખી છે કે નહિ તેમ સત્યતામાં છે કે નહિ?

ઉત્તર:—સુખી કોઈ નથી. દાખલા તરીકે પરણેલો પીડાએ મરે અને કુંવારો કોઢે મરે એ હિસાબે થાય તેમ સત્યતામાં પણ સમજવાનું. પણ બળતામાંથી દાંડા કાઢે એ હિસાબે માનો તો યોગ્ય કહેવાય.

પ્રશ્ન :—ટેક રાખનાર, ન રાખનાર, રાખી ભાંગનાર એમાં કોણ સારૂં?

ઉત્તર:—પહેલો નંબર ટેક રાખનાર, બીજો નંબર રાખી ભાંગનાર અને ત્રીજો નંબર નહિ રાખનાર.

પ્રશ્ન :—જ્ઞાની પુણ્ય કરે અને અજ્ઞાની પુણ્ય કરે તેમાં કોને વધારે પુણ્ય ?

ઉત્તરઃ—જ્ઞાનીને ઓછું અને અજ્ઞાનીને વધારે તેવી જ રીતે અજ્ઞાની પાપ કરે તો પાપ ઓછું અને જ્ઞાની જ્ઞાન છતાં પાપ કરે તો પાપ વધારે.

પ્રશ્ન :—પાપ, પુણ્ય કોને કેવી રીતે સરખું ?

ઉત્તરઃ—કરવું, કરાવવું અને અનુમોદવું એ ત્રણેને એક સરખું. પછી જેટલાને જેવી બુદ્ધિ આપે તે હિસાબે. સારી યા નઠારી.

પ્રશ્ન :—આંધળો હોય તેને દોરવો કે નહિ ?

ઉત્તરઃ—દોરવો જ કારણ કે ઈશ્વરે તો તેને શિક્ષા કરી, આપણે શું તેને બીજી વધારે કરવાના ?

પ્રશ્ન :—માણસ કહે કે મારૂંને બચાવું એ ખરૂં કે ?

ઉત્તરઃ—ઈશ્વર સિવાય કંઈ બનતું નથી તેમ છતાં વિચાર કે તને કોણ મારે છે તેમ ઉગારે છે. તેમ તેનામાં પણ સમજવાનું.

પ્રશ્ન :—વાસના તેવો અવતાર ખરો કે ?

ઉત્તરઃ—વાસના તો ભગવાન થવાની હોય તો શું તે પદ મળી જવાનું પણ છેલ્લી ઘડીએ

પાપનો પશ્ચાતાપ કરે તો તેને ઘણે ભાગે લાભ ઠીક મળે. પણ માયા કરે તો તેજ પ્રમાણે મળે.

પ્રશ્ન :—મૃત્યુ કેવું છે?

ઉત્તર:—ઊંઘ તેવું જ મૃત્યુ. ઊંઘનું મૃત્યુ અલ્પ-વારનું અને પેલું અખંડનું. તેમ સ્વપ્નામાં જેમ સુખ દુઃખ દેખાય તેવાં જ દુનિયામાં સુખ કે દુઃખ પાપ કરીને જીવવું તે કરતાં સત્યતાથી મરવું સારૂં.

પ્રશ્ન:—સ્ત્રીના અંગ જોવાં અને ભેંસ વિગેરે પ્રાણીના જોવાં એ બરાબરને?

ઉત્તર:—નહિ, ફેર છે કારણકે ભેંસ વિગેરે પ્રાણીના જોવામાં ઓછો વિકાર થાય છે જેથી પાપ ઓછું છે. જેમ જંગલમાં માણસો વસ્ત્ર વિના રહે છે પણ વિકાર હોતો નથી તેવી રીતે.

પ્રશ્ન :—લીંપવા વિગેરેમાં ભેંસ વિગેરેનું છાણ કેમ કામ આવે અને માણસનું નહિ?

ઉત્તર:—માણસનું ગંધાય છે. ભેંસનું ગંધાતું નથી. સબબથી ભેંસનું છાણ કામ આવે છે.

પ્રશ્ન:—મન કરતાં ખરાબ શું ?

ઉત્તર:—લુગડાં સાફ હોય અને બગડવા દેવાં ન હોય છતાં કોઈ વખત કોઠો છૂટવાથી, દિશા થઈ જવાથી બગડયા વિના રહે નહિ. મન તો કેદાચ કાબુમાં રહી શકે.

પ્રશ્ન:—જાનવર સારૂં કે માણસ ?

ઉત્તર:—દેવોને ગાળ દેવી, બાળી મુકવું, આદિક મહાન ખરાબ કામ માણસો કરે છે તેવાં જાનવરો કરતાં નથી તેમ માણસો સારાં કામ કરે તેવાં જાનવરો કરતાં નથી પણ એકંદરે મનુષ્યની કિંમત વધારે હોય છે કારણકે એ ધારે તે સત્યતાથી કરી શકે છે. ન્યાયે.

પ્રશ્ન:—એક દાખલો બેમાં મળે કે ?

ઉત્તર:—મળે. જેમ અપવાસ કરે તેમાં આત્માને દુઃખ થાય જેથી પાપ થાય એવું પણ માને છે તેમ કોઈ અપવાસથી દેહ, દમન આદિકથી પુન્ય માને છે એ હિસાબે મળે.

પ્રશ્ન:—સાકર કરતાં મીઠું શું ?

ઉત્તર:—ગરજ યા મતલબ.

પ્રશ્ન:—જ્ઞાન નાશ કયાં થાય છે?

ઉત્તર:—માયા આગળ જ્ઞાનનો નાસ થાય છે. જેમ લાલ ચશ્મા પહેરવાથી બધું લાલ જ દેખાય તેમજ એ દાખલા ઉપરથી સમજવાનું. તેમ આંખ મીંચવાથી કાળું જ દેખાય છે. એ સિવાય દુનિયાની કોઇ પણ વસ્તુ દેખાતી નથી તેમજ મોઢું મોળું તો મોળામાં જ સ્વાદ છે. પછી બીજી ગળી વિગેરે વસ્તુનો મનથી સ્વાદ માની લીધેલો જેમ અફીણી માણસ અફીણ ખાય છે અને તેમાં સ્વાદ માની લે છે પણ તે જોઇને વગર વ્યસની સ્વાદ માનતા નથી એ દાખલા ઉપરથી સમજવાનું.

પ્રશ્ન:—માયા કેવી છે?

ઉત્તર:—બધા જ કહે છે કે માયા ખોટી છે પણ તેનો ઉપયોગ ઘણાઓ કરે છે અને કોઇક જ વીરલાઓ નથી પણ કરતા અને એવી માયાને દુઃખરૂપી માને છે.

પ્રશ્ન:—પુન્ય પાપ કેવું છે?

ઉત્તર:—આભવ તેમજ પરભવ પુન્ય સુખ આપવાવાળું છે તેમ પાપ દુઃખ આપવાવાળું છે. જેમ શિયળ પાળવું તેમાં આ ભવ તબિયત સુધરે અને આવતે ભવ પાછા સારી ગતીએ જાય તેમ ચોરી કરનારના નસીબમાં કાદવનું ઠોબલું અને રહેવાને ઝુંપડી અને પકડાય ત્યારે જેલમાં જાય અને આવતે ભવ પણ નબળી ગતીએ જાય છે.

પ્રશ્ન:—આપણી ભૂલ કોને સૂઝે?

ઉત્તર:—આપણુને સૂઝતી નથી. બીજાને ઘણે ભાગે સૂઝે છે.

પ્રશ્ન—જ્ઞાન કેટલી રીતે હોય?

ઉત્તરઃ—અનેક રીતનું હોય છે જેમ બકરાં આદિકનો ભોગ આપવો અને પુન્ય માનવું એ પણ જ્ઞાન. એ કરતાં એવું જ્ઞાન ન હોય તો સારૂં. કારણ કે ઝાડ, આંબા વિગેરે પણ પરમાર્થનાં સારાં કામ કરે છે.

પ્રશ્ન:—કર્મ ચઢે કે ઉદ્યમ?

ઉત્તરઃ—માળા ગણતાં પણ ઉદ્યમની જરૂર પડે તેમ કોઈ વેપાર વિગેરે કરવામાં પણ ઉદ્યમની જરૂર પડે પછી સારૂં નબળું થવું તે સંજોગ પર આધાર છે પણ વિશેષ કરીને કર્મ ચઢે.

પ્રશ્ન :—કર્મોને કોણે બનાવ્યાં ?

ઉત્તરઃ—સારાં કર્મ, દાન કરવું વિગેરેના ઈશ્વરે બનાવેલાં અને જુગાર રમવો, ખૂન કરવું વિગેરે નબળાં કર્મ આપણે જ બનાવેલાં યા કરેલાં.

પ્રશ્ન :—શા કામમાં કર્મ ઉપર આધાર નાહ રાખવો ?

ઉત્તરઃ—સારાં કામ કરવાનાં હોય જેવાં કે ધાર્મીક બાબતનાં તે સમયે એવું ન ધારવું જોઈએ કે કર્મમાં હશે તો થશે તેમ નબળાં કામ કર્મમાં હશે તો થશે. એવું ધારવું નાહ. એવું એવું ધારવાથી સારૂં નથી નબળું જ થાય.

પ્રશ્ન :—પૃથ્વીના છેડા પછી શું હોય ?

ઉત્તર:—ઉંચે આકાશ અને નીચે જમીન વચ્ચે શું હોય છે? કંઈજ નહિ. તેવી જ રીતે સમજવાનું.

પ્રશ્ન :—વિષ્ટા ઉપર માંખ બેસે અને આપણા ભાણા પર બેસે તો શું ભાણું ફેંકી દેવું? તેમ વિષ્ટા ખાવી?

ઉત્તર:—એમાં કંઇ ઉપાય નથી. તેમ એવા હિસાબ ગણી વિષ્ટા ખવાતી નથી તેમજ અનાજ ખાધા વિના ચાલતું નથી. ખાધા વિના ભક્તિ આદિકનાં સારાં કામો શક્તિ વિના થતાં નથી.

પ્રશ્ન :—પગતળે ચાલતાં અનેક જીવો મરે છે એ હિસાબે જાણી જોઇને એક જીવ મારે તો કેમ?

ઉત્તર:—ચાલ્યા વિના માણસને ઘણા ભાગે ચાલતું નથી પણ જાણી જોઇને માર્યા વગર ચાલે એમ છે જેથી એવા વિચાર ખોટા લાવવા જોઇએ નહિ. તેમજ કોઇ સારાં કામની ઉંચી પાયરી પર આવ્યા હોય તો પાછા

નીચી પાયરી પર નબળાં કામ પર આવવાની
આશા રાખવી નહિ.

ચેતન દાન વીગેરે કરે અને જેવો લાભ
મળે–તેવો અચેતનમાં નહી મળે દાખલા
તરીકે જેમ અચેતનમાં વેદના નહી–તેમ
પુન્ય પાપો નહી પત્થર વીગેરેમાં એ
ઉપરથી સમજવાનું.

પ્રશ્ન :—ઈશ્વરની ભક્તિ આદીક કેવી રીતે કરવી?

ઉત્તર:—હરતા ફરતા ધંધોધારી આદીક કરતા પણ
સ્મરણ વીગેરે થાય છે. નહી કે બરાડા
બરાડા વીગેરે પાડવાથી ભક્તિ થાય છે.
પણ પીસાબ કરવા બેઠા હોય–આદીક
વખતે સ્મરણ નહી કરવું પણ એવું પુરણ
જ્ઞાની વીગેરે એ અનુસારે માને છે. અને
તે પ્રમાણે જુવો કે જંગલમાં મોટા મોટા
મહાત્માએ મુર્તિ વગર ભક્તિ કરે છે પણ
સંસારીક અજ્ઞાની માયાવીયો મુર્તિની
પુજા આદીકથી ધમાધમ કરે છે તેની વિશેષ
બીના આગળ જણાવી છે. મુર્તિની

નમ પુજા આગળથી જોવાનું અને એ બાબત એવા કામ કરનાર મને કે તમોને હરેકને લાગુ પડે છે. જેથી જ પુજા આદીક વીગેરેની વિધી જણાવી નથી.

## જીવ વિષે

પ્રશ્ન :—જીવ શામાં છે? ઝાડમાં, વાળમાં, પત્થર વિગેરેમાં પણ જીવ છે કે?

ઉત્તર:—જે વસ્તુ નાનેથી મોટી થાય તેમાં જીવ છે. પત્થર વિગેરે પણ બીજી રજો વધી વધીને મોટા થાય છે પણ તેને વેદના નથી એટલે એમાં જીવ માનીએ એ ખોટું પણ એની બખોલમાં દર ખોદી જીવ રહે છે તેમ જ બીજો દાખલો કાદવમાં જીવ નથી પણ અંદર પાણી પડવાથી કાદવ થવાથી અંદર બીજા જીવો પાકે છે પણ કાદવમાં જીવ છે એમ મનાતું નથી તેવી રીતે પત્થરમાં સમજવાનું. તેમ જ ઝાડમાં જીવ છે છતાં કાપીએ છીએ એનું કારણ કે એના વિના ચાલતું નથી. અનાજ વિગેરે ખાધા વિના

પણ પાળનારા નથી જ કાપતા. તેમ વાળ, નખમાં પણ જીવ છે એવું ધારી મહાન પુરૂષો લેવડાવતા નથી. વાળ, નખમાં જીવ છે તે કેવી રીતે કે આપણા શરીર ઉપર મંકોડા ચઢે તે જીવ જુદા ગણાય તેવી જ રીતે એમાં સમજવાનું.

પ્રશ્ન :—હાથી ને કીડીનો જીવ સરખો કે?

ઉત્તર:—જીવ તો બંનેના સરખા. જેમ નાનું બાળક વધી મોટું થાય છે પણ જીવ તો તે ને તેજ. ફક્ત કલેવરમાં ફેર.

પ્રશ્ન :—હાથીને મારવો અને કીડીને મારવી એ બંનેમાં પાપમાં ફેર કે કેમ?

ઉત્તર:—કીડીનું શરીર નાનું એથી વેદના ઓછી જેથી મારવામાં પાપ ઓછું અને હાથીનું કલેવર મોટું તેથી તેને મારવામાં વેદના વધારે જેથી પાપ વધારે. તેમ ઉગારવામાં પુન્ય સમજવાનું. તેમ રીબાવી રીબાવીને જીવને મારવો તેમાં પાપ વધારે તેમ એકદમ

મારવામાં પાપ ઓછું પણ એવી રીતે મારવું એ પણ ખોટું છે.

પ્રશ્ન :—માણસનો હાથ કપાઈ જાય તે જીવ ક્યાં જાય? માણસ જીવતું રહે તેનો?

ઉત્તર:—માણસ જીવતું હોય તેમાં જાય. જો જુદા પડે તો એકના અનેક થઈ જાય તો જીવનો પાર રહે નહિ.

પ્રશ્ન :—છાણમાં જીવ કેવી રીતે પાકે?

ઉત્તર:—છાણમાં એવો ગુણ છે તે સબબથી જ.

પ્રશ્ન :—જુવારના દાણા એમાં જીવ ખરો કે?

ઉત્તર:—જ્યારે જુવાર ધરતીમાં ઓરે અને પછી ઉપર પાણી પડવાથી જુવારનો છોડ ાય છે અને તેમાં જીવ આવે છે પણ બધા સંજોગ એકઠા થવાથી.

પ્રશ્ન :—ઘાસ એમને એમ ઉગે તેનું શું કારણ? વાવ્યા વિના?

ઉત્તર:—એ ઈશ્વરની એવી ગહનગતિ.

પ્રશ્ન:—શ્વાસ વિગેરેના અનંત જીવ છે તે અવતાર લેય કે?

ઉત્તર:—જૈનમાં રીખવદેવ ભગવાનની માએ કેળાનો અવતાર લીધેલો એ ઉપરથી સાબીત થાય છે કે માણસ ઝાડનો અવતાર લે તો પાછો ઝાડ અવતાર કેમ ન લઈ શકે એ હિસાબે ઝાડનો પણ અવતાર મનાય છે.

પ્રશ્ન:—જીવ વધે ઘટે ખરા કે?

ઉત્તર—જીવ જેટલા છે તેટલાજ. ઈશ્વરની બાંધણીમાં ફેર થતો નથી.

પ્રશ્ન:—કોઈ ઠેકાણે વધે અને કોઈ ઠેકાણે ઘટે તેનું કેમ?

ઉત્તર:—ગમે તેમ હોય પણ રાશમાં સરખાપણું આવી રહે છે.

પ્રશ્ન:—જીવ કેવો છે?

ઉત્તર:—જીવ જ્યોત સ્વરૂપે છે.

પ્રશ્ન:—જીવ શું કામ આવે?

ઉત્તર:—જીવ ન હોય તો ઈશ્વરને કોણ માને.

## નિયમોની વાત અને તેના દાખલા.

રાવણે સીતાનું હરણ કરેલું તો તે મરણ પામેલો. સીતા, રાજુલ વિગેરે મહાન સતી થઈ ગઈ કે જેના ટેકના પ્રભાવે અગ્નિ પણ શીતળ થઈ ગયેલો. રામચંદ્રે પિતાની આજ્ઞા અનુસારે બાર વર્ષ વનવાસ ભોગવેલો. પાંડવો જુગાર રમેલા તો રાજ્ય ગુમાવેલું. પાંડવ, કૌરવ વિગેરે કુસંપથી પાયમાલ થયેલા તેમજ કંઈ ચક્રવર્તી રાજ્ય ગયેલાં. જીવ મારનાર શિકારી કોઈ દીન શીકારમાં જ મરે. લોભ રાખનારને નંદરાજાની માફક મરણ વખતે મુકી જવું પડે છે. દેવને ન માનનાર હિરણ્ય કશ્યપ રાક્ષસની માફક કુટુંબની નાસ્તિ કરવાવાળા છે. તેમ પ્રહ્લાદની માફક માનનારને આનંદમાં આનંદ છે.

પરચુરણ બીના:—પવન લાગે છે પણ દેખાતો નથી. તેમ ઈશ્વર છે પણ જણાતો નથી. પવન કોહેલાં શરીર સાથે લાગે છે પણ તેને વાસ લાગતો નથી તેમજ ઇશ્વર સર્વવ્યાપક છે પણ તેને કંઈ વળગણ નથી દાખલા તરીકે ઇશ્વર એટલે જેનામાં મહાન શક્તિ તેજ.

પ્રશ્ન:—કબુતર જીવ ખાય કે?

ઉત્તર:—એ ભૂખે મરી જાય પણ ન ખાય તે વિષે જુઓ કે દાણા નાંખેલા હોય તેમાંથી સળેલા દાણા રહેવા દેશે અને સારા દાણા ખાશે તેમ દાણા નહિ મળે તો કાંકરા ખાઇને રહે પણ જીવ ખાશે નહિ. એવા જનાવરોને જ્ઞાન તેમ દયા છે તો પછી માણસ જાતને કેમ ન હોવું જોઇએ. આપણને ઇશ્વરે ઉત્તમ અવતાર આપ્યો તો દયા હોવી જ જોઇએ. તેમ કાગડા સંપથી જેવી રીતે રહે છે તેમ આપણે પણ રહેવું જોઇએ પણ કુતરાંની માફક કુસંપ હોવો ન જોઇએ.

પ્રશ્ન:—ઘઉંનું શું શું બને છે?

ઉત્તર:—ઘઉંનું પકવાન પણ બને અને ભડકું પણ બને તેમ જ્ઞાનમાં પણ સમજવાનું.

પ્રશ્ન:—ઇશ્વરે બનાવેલી કોઈ વસ્તુ નકામી ખરી કે?

ઉત્તર:—કોઈપણ વસ્તુ નકામી નથી. વિષ્ટા જેવી વસ્તુઓ પણ ખેતીના કામમાં ખાતર આદિકમાં આવે છે.

પ્રશ્ન :—સિદ્ધિયોગ શાને કે?

ઉત્તર:—સિદ્ધિયોગ એટલે એવું માને છે કે આકાશમાં ઉડે, અનેક રૂપ લે, આદિક કામ કરે તે સિદ્ધિયોગ કહેવાય પણ આકાશમાં તો કાગડા પણ ઉડે છે તેમ બુદ્ધિબળથી હાલમાં ઉડતાં વિમાનો પણ બનેલાં છે એટલે શું સિદ્ધિયોગ કહેવાય ! ઇશ્વર નામ સિવાય બધું નકામું છે.

પ્રશ્ન :—પહેલામાં અને હમણામાં શું ફેરફાર ?

ઉત્તર:—પહેલાં પણ વિમાન ઉડતાં હતાં અને હમણાં પણ છે. પહેલાં એક બાણનાં અનેક બાણ થતાં, હાલમાં તોપ, બંદૂક વિગેરેમાંથી અનેક કારતૂસો વિગેરે છૂટે છે. પહેલાં પવનવેગી સાંઢ હતી, હાલમાં તાર છે. એટલે અસલમાં અને હાલમાં ઝાઝો ફેરફાર નથી પણ કામમાં અને દેખાવમાં ફેરફાર. અસલ ઉપરથી હાલ નકલ બની છે. પણ તેનો ઉપયોગ કોઈના જીવ બચાવવા વિગેરેના ઉપયોગમાં લેવો પણ જીવવધ કરવા વિગેરેના

ઉપયોગમાં બંદૂક વિગેરે યંત્રો કામમાં લેવાં નહિ.

પ્રશ્ન :—સાપ કાંટામાં ભરાય પણ કાંટા વાગે નહિ. તેનું શું કારણ?

ઉત્તર:—ઇશ્વરે ચામડી એવી ઘડેલી છે જેથી.

પ્રશ્ન :—બાળકને ધાવતાં જન્મે ત્યાંથી કોણ શીખવે?

ઉત્તર:—કુદરતી બક્ષિસ. પાણીમાં પ્રાણીઓ તરે તેને કોણ શીખવે તેવી રીતે.

પ્રશ્ન :—જન્મે ત્યાંથી માણસ શું કરી શકે?

ઉત્તર:—કંઈ કરી શકતું નથી પણ મોટા થયા પછી હુન્નર, કળાકૌશલ્ય વિગેરે વિગેરે બનાવી શકે છે.

પ્રશ્ન :—સિંહ, સાપ માણસને મારી પણ નાખે છે અને માણસ જ તેને જ ગુલામ બનાવે છે તેનું શું કારણ?

ઉત્તર:—એ પ્રેકટીસ અને હિંમત અને બુદ્ધિનું કામ છે એ બાબત તપાસમાંથી માલૂમ પડશે. તેમજ વાઘ પાંપ જ કરે છે તેમ ઝાડ,

આંબા વિગેરે પુન્યનાં પરમાર્થના કામ કરે છે. પાપના જરા પણ નહિ.

પ્રશ્ન:—ભમરી ઇયળ લાવે અને ભમરી બનાવે છે એનું કારણ શું?

ઉત્તર:—એજ ઇશ્વરની મહાન ભુલભુલામણીની ખૂબી જોવાની છે. મહાન શકિતની.

## માનવા વિષે. (જેને જે ફાવે તે)

પ્રશ્ન:—કોઇ અક્કલને જ ઇશ્વર માને. કોઇ કર્મને લીધે જ બધું થાય છે એમ માને તેમ કોઇ કૂદરત કંઇ કરતી જ નથી, કૂદરત છે જ નહિ એમ માને તેમ કોઇ અવતારીક માને છે તેમ કોઇ એક જ ઇશ્વરને માને છે એ બધામાં શું સમજવાનું?

ઉત્તર:—એક અલૌકિક ઇશ્વરને માનવા, હલકા દેવ દેવી વિગેરેને માનવાની જરૂર નથી એ વિષે બીના લંબાણ આગળ આવી છે. તેમ કર્મથી થાય એ વાત મુદ્દાની છે. અવગણના કરવા જેવી નથી કારણ કે ચોરી

કરનાર જેલમાં જ જાય પણ ચોરી ન કરવી વિગેરે કાયદા બાંધનાર તો હોવો જોઇએને. કાયદા વિના શિક્ષા થતી નથી. તેમ કોઈ અક્કલને જ્ઞાન માને છે કે અક્કલથી, બુદ્ધિથી રેડીઓ, સ્ટીમર વિગેરે બનાવ્યાં એટલે બુદ્ધિ ઇશ્વર જેવું કામ કરે એટલે ઈશ્વરની જરૂર નથી એવું માને છે પણ ખોટું છે કારણ કે જે મુદ્દાની વસ્તુઓ પવન, અગ્નિ, પાણી વિગેરે ન બનાવ્યાં હોત તો રેડીઓ, સ્ટીમર વિગેરે ચાલત નહિ. એવી મુદ્દાની વસ્તુઓ બનાવવાનું ધ્યાન ખાસ રાખેલું સાધારણ વસ્તુ ઉપર નહિ અને એવા કારણોથી અક્કલ ને ઈશ્વર મનાતા નથી. ઈશ્વર તો અલૌકિક એક જ છે જો ન હોય તો આપણને જીવવાની આશા છતાં મરીએ શા માટે? જેથી માનવા પડે. આત્મા મરદરૂપી છે એટલે ઈશ્વરને યા સાહેબને માનવા. દેવી વિગેરેને નહિ.

દરેક ધર્મના મહાન પુસ્તકોમાંથી મહાના સેજસાજ લેક્ચરો નીચે પ્રમાણે જણાવું છું:—

૧. પ્રશ્નઃ—ચાર્વાક ધર્મ બૃહસ્પતિ નામના પુરૂષે બનાવેલો. તેમાં ઈશ્વરને માનતા નથી એ ખરૂં કે? તેમ એ બીના આર્ય પાના ૧૨૬, સમુદાય ૧૨ મામાં છે.

ઉત્તરઃ—જો ઈશ્વર ન હોય તો આ બધી રચના બને શી રીતે? તેમ વળી કોઈ કહેશે કે મંચર અને પોટાશ એક થવાથી ભડકો થાય તેમ જ રચનામાં સમજવાનું પણ એમાં ઘણાઓનું કહેવું છે કે મંચર, પોટાશ બનાવ્યાં કોણે? તો કે માણસે. માણસને કોણે બનાવ્યાં? તો આખરે કહેવું પડશે કે ઇશ્વરે.

૨.—માતંગી પંથવાળા માને છે કે "મા"ને પણ સમાગમ વિના ન છોડવી. (આખર થઈ ગઈ. લખતાં કલમ પણ ચાલતી નથી પણ લાચારીએ લખવું પડે છે.) એ બીના આર્ય પાના ૧૦મામાં સમુદાય ૧૧મામાં છે.

૩. પ્રશ્ન :—તેલંક પંથ છે તેમાં આગ લાગી હોય અને તેમાં જીવ મરતા હોય તો ઉગારવા નહિ કારણ કે તે જીવે તો બીજા જીવ વધે તેનો આરંભ ઉગારનારને લાગે જેથી ઉગારવા નહિ એવું બતાવે છે એ બીના વ્યાજબી છે કે કેમ?

ઉત્તર:—નબળું બતાવવું એ સારૂં તો હોય જ નહિ છતાં કરે તેની ના નહિ પણ એવું મારા ધાર્યા પ્રમાણે હોવું જોઇએ નહિ. કારણ કે મહાન પુરૂષ એવાં કામ કરવાનું કહે નહિ છતાં હોય તો મહેરબાની કરી બંધ કરવાં જોઇએ એવું ઘણાઓનું કહેવું છે.

૪. પ્રશ્ન :—અઘોરી લોકો વિષ્ટા પણ ખાય છે; વોમિટ કરેલું આરોગે છે તેનું કેમ?

ઉત્તર:—એ બાબતમાં કંઈ કહેવા જેવું રહેતું નથી કારણ કે એ બાબત જંગલી, રાક્ષસી ખાતાં જેવી કહેવાય.

૫. પ્રશ્ન :—વેદાંતવાળા આત્માને બ્રહ્મ સ્વરૂપે માને છે. સંત થયા પછી અને પછી પુણ્ય કરવાની જરૂર પડતી નથી અને પાપ થાય તો વાંધો નહિ એવું માને છે એનું કેમ? એ બીના આર્ય પાના ૧૦૯ મામાં સમુદાય ૧૧૧ મામાં છે.

ઉત્તર:—એવું બનશે જ નહિ કારણ કે 'અચ્છા અચ્છા હમ ખાના મીયાં લશ્કરમાં તૂમ જાના' એવું એ હિસાબે થયું તેમ આત્મા બ્રહ્મ સ્વરૂપી થશે તો એ હિસાબે બધા જ વહેલા કે મોડા થઈ જશે તો પછી મહારાજ તમારી સેવા કોણ બજાવશે? એ જરા વિચાર કરો અને પછી ગપ મારો.

૬. પ્રશ્ન :—કબીરનું માનવું કબીરના પુસ્તકમાં પાના ૧૧૮ મામાં એવું કહેવું છે કે એક પાસે ગુરૂ હોય અને એક પાસે ઈશ્વર હોય પણ પહેલા ગુરૂ માનવા પછી ઈશ્વરને માનવા એ બીનાનું કેમ?

ઉત્તર:—એ પણ ખરૂં ? સોના કરતાં પિત્તળ ચઢી ગયું. જેથી ઈશ્વરને જ પહેલા માનવા જોઇએ એવું ઘણાઓનું માનવું છે.

૭. પ્રશ્ન:—કબીરના પુસ્તકમાં કબીરનું માનવું એવું છે કે મક્કા વિગેરે જાત્રા જાય તેનું કંઈ નહિ એવું પાના ૫૯ મા માં બોના બતાવે છે તેનું કેમ ?

ઉત્તર:—એવી ટીકા કરવી યોગ્ય કહેવાય નહિ કારણ કે સૌ સૌના ધર્મ સૌને ખરા લાગે છે. જેથી કરીને જ એવું ઘણાઓનું કહેવું છે.

૮. પ્રશ્ન :—આર્યવાળાનું માનવું પાના ૯૮ મા માં સમુદાય ૪ થામાં ધણી દેશાવર ગયો હોય અને બે ત્રણ વર્ષ થયાં છતાં પાછો ન આવે તો સ્ત્રી નિયોગ કરી લે એટલે બીજા પુરૂષ સાથે સંસાર ભોગવે અને આવ્યા બાદ રાખેલો કાઢી મૂકવો એ બાબતનું કેમ ?

ઉત્તર:—એ બાબતમાં તો મારૂં ધ્યાન બીલકુલ પહોંચતું નથી કારણ કે એ ગુણકા જેવું થયું એમ ઘણાઓનું કહેવું છે.

૯. પ્રશ્ન:—આર્યનું માનવું પાના ૧૭૯ માં સમુદાય ૫ માં બ્રાહ્મણ જ સન્યાસ લે, બીજાનો અધિકાર નહિ એવું માને છે તેનું કેમ?

ઉત્તર:—શું બ્રાહ્મણને જ રજીસ્ટર કરી આપેલુ? બીજાને નહિ કે? પણ બધાઓનો હક સરખો છે. કૂદરત કોઇની જુદી નથી. ઉંચ હોય અને નીચ કામ કરતો હોય તો નીચ જ છે અને નીચ હોય અને ઉંચ કામ કરતો હોય તો ઉંચ જ છે કારણ કે માતંગી ઋષિ ચંડાળ હતા પણ તપશ્ચર્યા આદિકથી મોટા બ્રહ્મર્ષિ કહેવાયા. તેમ અસલ એક જ ન્યાત હતી પણ સારાં નઠારાં કૃત્યથી ન્યાત સારી નબળી અનેક હાલમાં થઈ ગઈ.

૧૦. પ્રશ્ન:—આર્યવાળાનું કહેવું છે કે ઝાડમાં જીવ છે પણ વેદના નથી એવું સમુદાય

૧૨ આમાં પાના ૧૮૪ માં બતાવે છે તે બીનાનું કેમ માનવું?

ઉત્તર:—જેમાં જીવ છે તેમાં વેદના ખરી જ એવું આપણને પ્રત્યક્ષ માલમ પડે છે. જેવી રીતે એક આપણને કાંટો ભાંગ્યો હોય તો વેદના થાય છે તેવી રીતે એ દાખલા ઉપરથી ઝાડમાં પણ સમજવાનું. તેમ મી. બોઝે પ્રયોગથી એ બાબત સિદ્ધ કરી બતાવી છે તેમ જૈનો કહે છે. મુસલમાન ભાઇઓ પણ કહે છે કે ઝાડમાં જીવ છે અને વેદના પણ છે એવા કારણોથી મુસલમાન ભાઇઓ દાતણ એક મહિનો ચલાવે છે. એ ઉપરથી સમજવાનું કે વેદના છે. અને એવું ઘણાઓનું માનવું છે.

૧૧. પ્રશ્ન:—રામાયણમાં ઈશ્વર અવતાર લે છે એવું કહેવું છે તેનું કેમ?

ઉત્તર:—અવતાર એટલે ઈશ્વરનો અંશ મહાન તરીકે મનાય. જેમ કોઇ સારો માણસ

હોય તેને પણ દુનિયા કહે છે કે એતો ઈશ્વરનો અંશ છે તેમજ એમાં પણ દાખલા તરીકે સમજવાનું અને એ પ્રમાણે મહાત્મા ગાંધીજીનું પણ કહેવું છે. વ્યાપક ધર્મ ભાવના પાના ૨૫૨ માં એ બીના છે. કે એક અલૌકિક ઈશ્વરને માયા રહિત હોય તેવાને જ માનવા. એવું ઘણાઓનું પણ માનવું છે.

૧૨. પ્રશ્ન :—જૈનમાં કૃષ્ણને ત્રીજું નર્ક બતાવે છે. વિવેક સાગર પાના ૧૪૬ માં એ બીના છે તે ખરી કે કેમ?

ઉત્તર:—એ ટીકા યોગ્ય કહેવાય નહિ કારણ કે આપણા દેવ ખરા અને બીજાના ખોટા એ માનવું યોગ્ય કહેવાય નહિ.

૧૩. પ્રશ્ન :—શિવ, બ્રહ્મા અને વિષ્ણુ ત્રણે સરખા દેવ ગણાય છતાં બ્રહ્માને માનવાવાળા ઓછા તેનું શું કારણ?

ઉત્તર:—જેનું જેમ ચાલ્યું એમ ખરૂં અને હાલમાં પણ તે પ્રમાણે છે.

૧૪. પ્રશ્ન :—જૈન લોકો ઈશ્વર કંઈ કરતો નથી પણ જે થાય તે કર્મથી એવું જૈનના રત્નાકરના બીજા ભાગમાં એ બીના છે અને એવું માને છે તેમજ એ બીના આર્ય પાના ૧૪૬ માં સમુદાય ૧૨ મામાં છે તેનું કેમ?

ઉત્તર:—જૈનોની વાત તદ્દન અવગણના કરવા જેવી નથી કારણ કે ચોર ચોરી કરે તો જેલમાં જાય પણ કાયદા બાંધનાર તો હોવા જોઇએ અને તે અનુસારે તીર્થંકરોની દેવી યા દેવ કાયદા બાંધનાર એ હિસાબે હોવા જોઇએ અને એ હિસાબે જ એ લોકો એવું જ માને છે તો જાતે નહિ કરે અને બીજા પાસે કરાવે એ બરોબર જ થયું એવું ઘણાઓનું કહેવું છે તે વ્યાજબી છે.

૧૫. પ્રશ્ન :—બાઈબલમાં ઇશ્વરના પુત્ર ઈસુને માને છે એ બીના શ્રીમદ્ રાજચંદ્રના

પુસ્તકમાં આવૃત્તિ ૫ મીમાં પાનાં
૨૭૦ માં છે તેનું કેમ?

ઉત્તર:—એ વિષેનો ખુલાસો આવી ગયો છે તેથી અહીં જણાવતો નથી પણ ટુંકમાં 'એકડા' પહેલાં અને પછી 'બગડા' એટલામાં દાખલા તરીકે સમજવાનું તેમ કુરાન વિગેરેમાં પણ એ પ્રમાણે જ માને છે.

૧૬. પ્રશ્ન:—ઇસુમાં મરી ગયા પછી બીજા અવતારમાં માણસનો માણસ અને ઝાડનો ઝાડ અવતાર લે છે એવું વહેમરૂપી ભૂનની ચોપડીમાં પાના ૩૭ માં એ બીના બતાવે છે તેનું કેમ?

ઉત્તર:—જો તેમ હોય તો પછી તમો દાન કરો, ઈશ્વરની બંદગી કરો આદિક ભોગ શા માટે આપો? આશા વગર? તેમાં આ ભવ ચોરી કરશો તો જેલમાં જશો જ. બીજા ભવની વાત તો બાજુ પર રહી એવું ઘણાઓનું માનવું છે.

૧૭ પ્રશ્ન :—ઇસુધર્મ ઈ. સ. ૫૭૦ માં મહમદ પેગંબરે ચલાવેલો એ બીના ભરત-ખંડના ઇતિહાસના પાના ૩૧ મામાં છે તેમજ 'વ્યાપક ધર્મ ભાવનામાં' પાના ૭૩ માં મહાત્માજીનું કહેવું છે કે ખ્રિસ્તી ધર્મને ૧૯૦૦ વર્ષ થયાં, ઇસ્લામને ૧૩૦૦ વર્ષ અને વેદને હજારો વરસ થયાં એવું કહેવું છે તેનું કેમ?

ઉત્તર:—પુસ્તકમાં જે લખાણ હોય તે દાખલા તરીકે ખરૂં પછી ખરૂં ખોટું તો ઇશ્વર જાણવાવાળો.

૧૮. પ્રશ્ન :—હિંદુમાં કાળકા માતા વિગેરેમાં તેમ મુસલમાન ભાઇઓમાં તેમ બીજાઓમાં ઘણે ભાગે દેવને નામે બકરા, આદિકનો ભોગ આપે છે એ બીના આર્ય પાના ૨૧૫માં સમુદાય ૧૩મામાં છે તેનું કેમ?

ઉત્તર:—ભલે એ લોકો પુણ્ય માની પાપના એવાં કામો કરે. ઘણાઓ આડે દિવસે

પણ એવાં કામ કરે છે પણ વિચારવું જોઇએ કે આપણા આત્મા તેવો એનો તેમ બંનેનો બનાવનાર એક જ સાહેબ છે તેમ પશુ આદિકના સુખ માટે દવાખાનાં વિગેરે કરાવો છો અને તેજ પશુઓને પાછા મારો છો એ તો માથું વાઢી પાઘડી બાંધવા જેવું થયું તેમ જ મુસલમાન ભાઇઓમાં તો એટલું બધું ઝીણું કુરાનમાં બતાવ્યું છે કે ઝાડમાં પણ જીવ છે જેથી એક દાતણ એક માસ ચલાવવાનું કહ્યું છે હવે વિચારો કે જે એવા ખરાબ ઝીણા કામ કરવાનું ના પાડે તો શું એવાં મોટાં કામ કરવાનું કહે ખરા? તેમ જૈનમાં વિશ્નુ આદીકમાં પણ જીવ ઉગારવાનું કહે છે. તો પછી જીવ મારવાનું કહે ખરા, પણ એ તો ઘણે ભાગે માંસાહારીનું કામ છે પણ બધા એવા હોતા નથી તેમ માંસમાં કંઈ સ્વાદ નથી તેમજ રોગિષ્ટ

જનાવરનું હોય તો શું જણાય !" એવું મહાત્માજીના જીવન ચરિત્ર ખંડ પહેલામાં પાના ૩૯ મામાં છે તે બરોબર છે. તેમ દેવી માતા અને દેવ પિતા તરીકે ગણાય છે તે એવા નબળાં કામ કરવાનું કહે નહિ કારણ કે જે સારાં કામ કરીને ઉંચી પાયરીએ પહોંચેલાં તે એવાં નબળાં કામ કરાવે નહિ, પરમાર્થમાં ભોગ આપવાનું કહેલું. જીવ ઊગારવા વીગેરેમાં તેના બદલામાં અવળું લઈ પડયા-ભોગ લેવાનું એવું ઘણાનું કહેવું છે......

૧૯. પ્રશ્ન:—દુનિયામાં પૈસાની નાસ્તિ કરવાવાળું કોણ અને ધર્મને પાયમાલ કરવાવાળું કોણ ?

ઉત્તરઃ—પૈસાની પ્રથમ પાયમાલી કરવાવાળા પ્રથમ વેપાર રોજગાર આદિકથી વણિક યા વાણીઆ તેમ ધર્મની નાસ્તિ કરવાવાળા મહાત્માઓ ડોળ દેખાડી દુનિયાના જીવોને ફાવે તેમ

બહેકાવે છે, પોતાના સ્વાર્થ ખાતર ઈશ્વરનું પણ છેદન કરાવે છે. પોતાને ઈશ્વર તરીકે મનાવવા ખાતર તેમ પહેલા યજ્ઞાદિકમાં છત્રી લક્ષણા માણસના ભોગ અપાતા હતા તેમ પશુ આદિકનો પણ અગ્નિમાં ભોગ અપાવતા હતા એવા વાચરી વાસ્તે ભેંસ મારનાર એવાનો કોઈ ભવે પણ તરવાનો વખત આવવાનો નથી કારણ કે નબળી બુદ્ધિ આપનારને બીજા પાપ કરે તે લાગે છે, સબબથી (તેમ એવા બધા હોતા નથી. સારા કામ કરવાવાળા પણ હોય છે અને તે મહાન લાભ પણ લે છે એવાને માનવા જોઈએ.) મહાત્મા એટલે દેહ દમનથી ભોગ આપે તે કહેવાય. સામાના જીવનો ભોગ લેનાર મહાત્મા કહેવાય નહિ.

૨૦. પ્રશ્ન :—વેદમાં યજ્ઞમાં ઘોડા આદિકનો ભોગ આપવાનું એક પાસે કહે છે અને

એક પાસે યમરાજા એવા જીવ માર-
નારને શિક્ષા કરે છે એ બીના
ચંદ્રકાન્તના ભાગ ૨ જામાં પાના ૬૬
મામાં છે તેમાં શું સમજવું ?

ઉત્તરઃ—જે ભોગ આપવાનું કહેલું તે ખોટું જ
છે અને એવા જીવ મારનારને શિક્ષા
કરે એ ખરૂં જ છે એના દર્શનિક
પુરાવા દરેક ધર્મમાં બતાવેલા છે.

૨૧. પ્રશ્ન :—વેદોમાં મુખ્ય બાબતો શાની શાની છે?

ઉત્તરઃ—યજ્ઞની ક્રિયા, દેવોની સ્તુતિ, મંત્રો
વિગેરેની બીના છે એ બાબત આપણા
દેશના ઇતિહાસમાં પહેલા ખંડમાં
પાના ૬ ઠામાં છે.

૨૨. પ્રશ્ન :—હિંદુઓમાં તેમજ મુસલમાન ભાઇઓમાં
સગાવ્હાલાં વિગેરેમાં ઘણે ભાગે પરણે
છે. એ બીના વ્યાજબી છે કે કેમ ?

ઉત્તરઃ—એ બાબતમાં ઘણાઓની માન્યતા
એવી છે કે સગામાં અંકુશ, સંબંધ
બાંધવાથી એકેકને રહેતો નથી સબબથી

પ્રેમ પણ રહેવો મુશ્કેલ થઈ પડે છે એવી ઘણાઓની માન્યતા છે.

૨૩. પ્રશ્ન :—મુસલમાન ભાઇઓમાં જીવને એકઠા કરી મુકે છે અને એનો ફેંસલો દુનિયા ફના થયા પછી એટલે નવી દુનિયા થયા પછી ફેંસલો થાય છે એવું આર્યપાના ૨૪૬ મામાં સમુદાય ૧૪ મામાં છે એ બાબતનું કેમ?

ઉત્તર:—એમાં પુન્યશાળી યા પાપીને ઘણો સમય તો શિક્ષા બંનેને સરખી જને એ ખરૂં! તેમ આ ભવે તો ગુન્હાની શિક્ષા મળે પછીની વાત પછી. તેમ જીવ એકઠા કરી મુકે અને નવાં બનાવે એમાં લાભ શું? આ બાબત સાધારણ જેવી કહેવાય જેથી વધારે ચર્ચવા જેવું નથી કારણ હિંદુમાં તરત ફેંસલો થાય અને મુસલમાનોમાં મોડા થાય ફેર જુજ બાબત જેવો.

૨૪. પ્રશ્ન :—મહાત્માજીનું વ્યાપક ધર્મ ભાવનામાં પાના ૩૫માં કહેવું છે કે બધા ધર્મ સરખા છે એનું કેમ? એ બાબત ખરી કે?

ઉત્તર:—એ બાબત બરાબર છે કારણ કે સૌ સૌના ધર્મ સૌને વ્હાલા હોય છે એ હિસાબે બધા સરખા થાય છે.

૨૫. પ્રશ્ન :—મહાત્માજીનું ધર્મમંથન પાના ૩૦૩ માં કહેવું છે કે ઈશ્વરની સેવા અને ગરીબની સેવા એ બરાબર છે એ ખરૂં કે કેમ?

ઉત્તર:—ઈશ્વરની માળા ગણતા હોય અને અધુરી હોય છતાં તે વખતે કોઈ માણસ પાણીમાં ખેંચાતો હોય તો માળા પડતી મુકી તેનો જીવ બચાવવો એનો અર્થ એવી રીતે થયો અને બરાબર છે.

૨૬. પ્રશ્ન :—મહાત્માજીનું વ્યાપકધર્મ ભાવનામાં પાના ૨૫૩માં કહેવું છે કે એક અલૌકિક ઈશ્વર સિવાય અવતાર આદિકને માનવા નહિ. માણસ અવતાર એ બીનાનું કેમ?

ઉત્તર:—ઘણાઓનું પણ એવું જ માનવું છે તે બરાબર હોવું જોઇએ. એ વિષેની બીના આગળ પાછળ આવેલી છે જેથી અહીં જણાવ્યું નથી.

૨૭. પ્રશ્ન :—જૈનમાં રત્નાકર ભાગ પહેલામાં પાના ૧૪૮ મામાં માનવું એવું છે કે માટી માંહેના જીવોનું આયુષ્ય ૨૨૦૦૦ વર્ષનું છે તેનું કેમ?

ઉત્તર:—એ બાબત ગુહ્ય તપાસવા જેવી છે.

૨૮. પ્રશ્ન :—તેમજ એ જ ભાગમાં જીનું શરીર ૪૮ ગાઉનું બતાવે છે તેનું કેમ?

ઉત્તર:—એ બાબતનું કારણ કંઈ જુદું જ હોવું જોઇયે.

૨૯. પ્રશ્ન :—જૈનો અગ્નિમાં જીવ માને છે તે ખરૂં કે?

ઉત્તર:—અગ્નિમાં જીવ હોતો નથી પણ માંહી પતંગ વિગેરે પડે છે અને મરણ પામે છે તે બચાવવાના પ્રયત્ન કરવા જોઇએ.

૩૦. પ્રશ્ન :—જૈનમાં એક પક્ષવાળા મૂર્તિને માનવાનું કહે છે અને એજ ધર્મના બીજા પક્ષવાળા માનવું નહિ એવું બતાવે છે એમાં શું સમજવાનું?

ઉત્તર:—એક જ ધર્મવાળા અને એમાં પણ ફાટફુટ તો બીજા ધર્મવાળાને બાકી શું મૂકે એટલામાં જ સમજવાનું.

૩૧. પ્રશ્ન :—છપ્પન કોટી જાદવ એટલે શું?

ઉત્તર:—છપ્પનકોટી એટલે હાલમાં છપ્પન કરોડ કહે છે તે નહિ પણ છપ્પન જાદવ હોવા જોઇએ અને કોટીની અટક હોવી જોઇએ એવું ઘણાભાગે મનાય.

૩૨. પ્રશ્ન :—કુંતાને કુંવારી હતી ત્યારે પૂત્રપ્રાપ્તિ થયેલી એ ઉપર ઘણા ટીકા કરે છે તેનું કેમ?

ઉત્તર:—એ ટીકા યોગ્ય નથી કારણ કે એ અગ્નિમાં પડી પાછી નીકળતી હતી તેમ તમારાથી બનશે કે? તેમ મંત્રના બળથી જેમ હાલ સાધારણ કામ થાય છે તેમ સૂર્યના મંત્રના બળથી એ કામ થયેલું તેના બદલામાં જુદું જ ગોઠવ્યું.

૩૩. પ્રશ્ન :—રામચંદ્ર હરણનો શિકાર કરતા હતા એ બાબત ખરી કે કેમ?

ઉત્તર:—'સિંહ' નો અર્થ સંસ્કૃતમાં 'હરણ' થાય છે એટલે હરણનો શિકાર નહિ પણ સિંહનો શિકાર કરતા હતા. એ બીના શુભ-સંગ્રહ ભાગ ૫ માં પાના ૩૭૮ માં છે.

૩૪. પ્રશ્ન:—કૃષ્ણ ભગવાને વૃંદા સતિને સત્યતાથી ભ્રષ્ટ કરેલી એ બીનાનું કેમ?

ઉત્તર:—જેણે દ્રૌપદીની લજ્જા રાખેલી એવા મહાન પુરૂષો એવાં નબળાં કામ કરે ખરા? એ વિચારવું જોઇએ.

૩૫. પ્રશ્ન:—દેવલોકે એટલે ઇંદ્રે ગૌતમની સ્ત્રી અહલ્યાને દગાથી ભ્રષ્ટ કરેલી એ બીના ખરી કે?

ઉત્તર:—દેવલોકોને મૃત્યુની હવા પસંદ નથી એટલે વિમાનો અંતર્ધાન રહે છે તો પછી એ કામ બને કેવી રીતે?

૩૬. પ્રશ્ન :—જરાસંધે કૃષ્ણ ભગવાનને મારેલા તેમ અર્જુનનો રથ હાંકેલો એ બીના ખરી મનાય કે ખોટી? તે વિષે જણાવવું જોઇએ.

ઉત્તર:—ભારતમાં બતાવે છે કે જેણે મોઢામાં ચૌદ ભુવન બતાવેલાં તેને જરાસંધ જેવા અલ્પ માણસ કેવી રીતે મારી શકે તેમ ભક્તના આધિનથી રથ હાંકવાનું કામ ગુલામીનું કરેલું એમ કહે પણ તેમ થાય નહિ કારણ કે ભક્ત તો કહેશે કે તમારી જગ્યા મને આપો તે અન્યાયે બનવાજોગ છે કે એ વિચારવું જોઇએ.

૩૭. પ્રશ્ન :—ઉનાઇમાં પાણી ઉનું રહે છે એમાં ચમત્કાર હશે કે કેમ?

ઉત્તર:—અંદર ગંધકની ખાણ હોય છે તેના આકર્ષણથી પાણી ગરમ રહે છે જેવી રીતે દરિયામાં લાલ કાળા પાણી

જમીનને લીધે દેખાય છે તેવી રીતે દાખલા તરીકે આમાં સમજવાનું.

૩૮. પ્રશ્ન :—સીતાનું હરણ કરેલું એટલે શું?

ઉત્તરઃ—કોઇ એવું સમજે છે કે સીતાનું 'હરણ' કરેલું તો તેની પાછી સીતા કયારે થશે પણ એવો અર્થનો અનર્થ કરવો એ જંગલીપણું કહેવાય કારણ કે સીતાનું હરણ કરેલું નહિ પણ સીતાને રાવણ લઇ ગયેલો તેનું નામ હરણ કહેવાય.

૩૯. પ્રશ્ન :—દ્વારકામાં સુદર્શન ચક્ર વિગેરેનાં લોખંડનાં બીબાં હોય છે તેને લાલ તપાવીને પોતાના શરીર ઉપર છાપ પાડે છે અને તે પાકે છે અને તેની રસીનું ચર્ણામૃત લે છે એવું આર્યપ્રાના ૨૮ મામાં સમુદાય ૧૧ મામાં એ બીના છે એનું શું સમજવું?

ઉત્તરઃ—એ બ્હાને રસીનો સ્વાદ ચાખવાનો મળે. બીજું કંઈ હોવું જોઇએ નહિ એવું ઘણાનું માનવું છે.

૪૦. આર્ય પાના ૯૫ માં અધ્યાય ૧૧ માં ગોકુળીઆ ગોસાંઇની બીના એવી છે કે કોઇ ગૃહસ્થ મરવા પડે તે વખતે છાતી ઉપર ગુરૂ પગ મૂકે અને ધાર્યા પ્રમાણે પૈસા લે ત્યારે પગ ઉઠાવે. કયાં સુધીની નિર્દયતા! તેમ એજ પાનામાં સ્ત્રી પરણે ત્યારે પહેલા ગુરૂ ભોગ ભોગવતા પછી ધણી, હવે એ ક્રૂર રિવાજ ઘણો વખત થયાં એક છોકરીએ ભાષણ કરી બંધ કરાવ્યો છે. એવાં રત્નને ધન્યવાદ છે એવું ઘણા કહે છે.

૪૧. બૌધ્ધ ધર્મમાં દિક્ષા લે ત્યારે માથા ઉપર કપુરની ગોટી સળગતી મુકે છે અને બુઝાઈ ત્યાં સુધી રહેવા દે છે અને તેની રાખોડીથી દાઝેલું રૂઝવે છે એ ક્રિયા અજાયબ જેવી લાગે છે.

૪૨. પ્રશ્ન :—સયચાંક પંથમાં ટેક લીધેલો છોડી દેવો એવું કહે છે તે યોગ્ય છે કે કેમ?

ઉત્તર:—એ વાત તદ્દન નાંખી દેવા જેવી નથી કારણ કે પુન્ય કરતાં પાપ વધી જતું હોય તો તે ટેક છોડી દેવો પણ બીજા કારણથી ન છોડવો એનો ભાવાર્થ એ બાબત ઉપરથી સમજવાનો.

૪૩. પ્રશ્ન :—કાશીમાં કરવત મુકાવતા હતા, સતી થવાના રિવાજો હતા તે વ્યાજબી હતા કે કેમ?

ઉત્તર:—એ રિવાજો તદ્દન નાલાયક હતા જેથી જ બ્રિટિશ સરકારે હાલમાં ઘણા વખત થયાં બંધ કરાવ્યા છે એ ઘણું સારૂં જ કામ કર્યું છે.

૪૪. પ્રશ્ન :—જૈનો કહે છે કે કૃષ્ણ વિગેરેએ યુદ્ધમાં લોહીની નીક વહેવડાવેલી તેમ પાસે સ્ત્રી રાખે છે તેમ હથિયાર રાખે છે એવાને માનવા નહિ જોઇએ. નિરંજનને માનવા એવું કહે છે તેનું કેમ?

ઉત્તર:—એમાં બીજા લોકોનું કહેવું એવું છે કે જૈનના તીર્થંકરોએ પણ યુદ્ધ કરેલાં, સંસાર ભોગવેલા આદિકથી એ પણ એવા જ ગણાય (તેમ-બળીઆ કાકા જેવા નીકળે ત્યારે વિષ્ટાની સળી ચાટે તેમ નિરંજન નેમનાથજી આદિક જેવાને છોડી દે છે તેમ રામ કૃષ્ણ જેવા પોતાના મહાન ઈષ્ટ દેવોને પણ તે વખત છોડી દે છે એટલે નિરંજનનો પણ સવાલ ક્યાં રહ્યો? (તેમ દેવોને મેળવવા માટે મહાન ઉપાસના કરવી પડે છે પણ સૂર્ય, ચંદ્ર, અગ્નિ વિગેરે દેવો વગર મહેનતે અહર્નિશ દર્શન દે છે પણ તેને કોઇ સંભારતું નથી (તેમ કોઇ એમ કહેશે કે અગ્નિ વિગેરે બાળી મૂકે તેને સંભાળવાની જરૂર શું પણ એમાં ઘણાઓનું કહેવું છે કે એ રાંધવા વિગેરેના ઉપયોગમાં આવે છે એટલે નબળું કરતાં સારૂં

કામ પરમાર્થનું વિશેષ કરે છે જેથી માનવા યોગ્ય છે.

૪૫. પ્રશ્ન :—સ્વા મી ના રા યણ માં પા ના ૨૨ માં વડતાલમાં જણાવે છે કે ઈશ્વર કંઈ કરતો નથી તેમ કર્મથી પણ કંઇ થતું નથી જે વખત જેવો સંજોગ તે પ્રમાણે તેમજ થાય છે જેવી રીતે દાખલા તરીકે સત્ય યુગમાં સતીઓ થતી હતી એટલે જીવતા બાળી મૂકતા હતા અને હાલમાં તે રિવાજ નથી એ દાખલા ઉપરથી સમજવાનું. એ બાબત ખરી કે કેમ?

ઉત્તર:—એ બાબત તદ્દન માનવા યોગ્ય નથી કારણ કે ઇશ્વર સિવાય તેમ કર્મ સિવાય કંઇ બનતું નથી દાખલા તરીકે કારણ વિના જેમ કાર્ય બનતું નથી તેમ એ દાખલા ઉપરથી એમાં સમજવાનું એવી ઘણાની માન્યતા છે.

૪૬. પ્રશ્ન :—વાદીગરો, ભુવાઓ, વિગેરે મંત્રથી દેવોને બોલાવે છે એ ખરૂં કે?

ઉત્તરઃ—એ બીના તદ્દન ખોટી છે કારણ કે પૈસા વિગેરેની લાલચથી વારેઘડીએ બોલાવે અને આવે એટલે તે કંઇ ગુલામ, બુલામ તેના નથી જે વારે ઘડીએ આવે.

૪૭. પ્રશ્નઃ—લાકડામાંથી અગ્નિ પેદા થાય તેનું શું કારણ?

ઉત્તરઃ—લાકડે લાકડું ઘસાવાથી ગરમીના આકર્ષણથી દેવતા પેદા થાય છે.

૪૮. અમેરીકામાં રાત હોય ત્યારે મુંબઈમાં દિવસ હોય. એટલી જમીન ઉંચી નીચી છે.

૪૯. આસ્ટ્રેલીઆમાં ઝાડની છાલ આપણે ત્યાં જેમ પાંદડા ખરી પડે તેમ ખરી પડે છે.

૫૦. તુલસીની પૂજા કરે છે અને બાળે પણ છે. જુઓ અજાયબી.

૫૧. વનવાગળાંને દિવસે સૂર્યના તેજથી ન સૂઝે કારણ કે એની આંખ એવી હોય છે.

૫૨. તાપીનાં પાણી માટીનાં ઘડામાં ભરી ગયા પછી તેને કોઈ માનતું નથી તેમ પાણી વિનાની ખાઇને કોઈ માનતું નથી.

૫૩. પવન, સૂર્ય, અગ્નિ, પાણી વિગેરે વસ્તુ ઈશ્વરે બનાવ્યાં તે આપણથી ન બન્યાં તેટલી ખામી એવું કોઈ માને પણ એમાં પણ શું ? સૂર્યના વિશેષ તાપથી પણ કંટાળો આવે છે પણ ગુણ વિશેષ અને અવગુણ ઓછા તો જ ઠીક મનાય છે. છતાં મૃત્યુ વખતે બધું અલોપ થાય છે મરનારનું જ. તેમ અમરપણું પ્રાપ્ત થતું હોય છતાં તેમાં પણ શું ! કારણ કે ત્રીજોરીમાં કોઈ પુરી દે તો મોત પણ ન આવે અને દુઃખનો પાર ન રહે. તેમ હુન્નર વિગેરેની બાબતો નહિ જણાવવાનું કારણ કે એ બાબતો સાધારણ દુનિયાદારીની કહેવાય સમજથી તેમ હાફુસની કેરી નકલ અને કુદરતી અસલ દેશી કેરી એ બેમાં કુદરતી ચઢે. તેમ ધાર્મીક નવીન બાબતની શોધ એ જ ખરૂં પછી

બોધને કરે એમાં શું? ચાલેલામાં ચાલે એમાં
ન જેવું દાખલા રૂપે.

૫૩. પૃથ્વી ફરે છે તો મોટા મકાન વીગેરે જરા પણ ફરતા કેમ જણાતા નથી એવી શંકા છે.

આર્ય સમાજની આવૃત્તિ ૫ મીમાંથી નોંધના પાનાં વિગેરે લીધેલાં છે.

## કાયદા વિભાગ વિષે.

મનુ મહારાજે કાયદા ઘડેલા તે અનુસારે જાણ ખાતર લખ્યા છે.

૧. યુદ્ધથી રાજ્ય લેવું.

૨. સ્ત્રી વ્યભિચાર કરે તો તેને કુતરા પાસે ફાડી ખવડાવવી તેમજ ખૂન કરનારને ખૂનની સજા કરવી જેવી રીતના ગુન્હા જેવી રીતે કીધા હોય તેવી શિક્ષા કરવી. જેમ ગાળ દેનારની જીભ કાપી નાખવી, ગરદન કાપી હોય તેની ગરદન કાપવી. એ કાયદાઓ આર્યપાના ૧૫૩ માં સમુદાય ૬ઠ્ઠામાં આવૃત્તિ ૫ મીમાં દર્શાવેલા છે. એના પ્રતિઉત્તરમાં એવા છેવટના કાયદા હોવા ન જોઈએ પણ નીચે મુજબના એક સમયે હતા તે અનુસારે લખ્યું છે. અને તે પ્રમાણે વર્તવું યા ન વર્તવું

એ બાબતનું કંઇ કહેવા માગતો નથી. એતો ધણીની મરજીની વાત છે. ગાદી ઉપર ક્ષારો ન્યાયી રાજા હોવો જોઇએ-સામાસામી યુદ્ધ કરી રાજ્યખટપટ માટે હજારો જીવ મારવા નહિ પણ સલાહસંપથી જેમ બને તેમ કામ લેવું જોઇએ-રાજ્ય તરફથી પાર્લામેન્ટ હોવી જોઇએ કે ઘણા મતે કાયદા વિગેરે બંધાય-ખૂન કરનારને મરે ત્યાં સુધીની જેલ, તેમજ બાળી મુકનારને પણ એજ શિક્ષા થવી જોઇએ-તેમ કોઇ સ્ત્રી સાથે બળાત્કાર કરનારને ૧૦ વર્ષની, ઇશ્વર નિંદા વિગેરે કરનારને બે વર્ષની, ચોરી કરનારને પાંચ વર્ષની, સ્ત્રી પુરૂષના હક જુદા માનનારને એક વર્ષની, દારૂ વિગેરેનો ઉપયોગ કરનારને એક વર્ષની, ગંદકી રાખનારને બે માસની, અનિયમિતવરા વિગેરેના ખર્ચ કરવાને બે માસની, કન્યા વિરૂદ્ધ લગ્ન કરનારને ચાર માસની, માગતું લેણું છતી મિલ્કતે ખોટું કરનારને એક માસની અને પૈસા હોય ત્યાં સુધી વસુલ કરાવવા, રેલ્વેમાં પાન વિગેરે બગડતી વસ્તુઓ કારણ વગર ન આપે તો બગડેલી વસ્તુના નુકશાન કરતાં ચાર ગણા પૈસા માલીકને કંપની અપાવે.

રપાસ્લી બીજાને એટલે માલીક વિનાને કાગળ આપે તો એક વર્ષની જેલ, બોટલર વિગેરે લાયસન્સ વિના ચલાવનારને ખૂનનો ગુન્હો લાગુ પડતો હતો. અમલદારો વગવસીલાથી કે લાલચથી કાયદા વિરૂદ્ધ કામ કરે તો રૈયત કરતાં બમણી શિક્ષા થવી જોઇએ. જેલમાં કેદી પાસે બને તેવું કામ લેવું તેમ અફીણ વિગેરેનું વ્યસન હોય તો તે આપવું પણ ધીમે ધીમે છોડાવવું તેમ ખર્ચ ખોરાકી આપી શકે તેવો હોય તેની પાસે લેવી.–સાધારણ ગાળાગાળીનો ગુન્હો હોય તો તેનો નીકાલ ગામમાં જ થવો જોઇએ. તેમાં જ સારૂં. આખરે ત્યાં ન પતે તો જ કોર્ટે જવું. રાજ્યોના તેમ લશ્કર વિગેરેનો ખર્ચ પુરો પાડવા પુરતો જ વેરો આદિક લેતા હતા જેવી રીતે સોની પેદાશ હોય તો બે રૂપિયા આશરે લેતા હતા.–ફાંસી વિગેરેની સજા ગુન્હેગારને કરવી એ ખોટું છે કારણ કે ગુન્હેગાર પાછળથી બીન ગુન્હેગાર ઠરે તો પછી તેનું શું કરવું એવું

કેટલીક વાર જાની પણ જાય છે. દાખલા તરીકે નાની કોર્ટમાં કેસ હારી જાય છે અને મોટી કોર્ટમાં જીતે છે એ ઉપરથી સમજવાનું. તેમ કાયદા તો પ્રમાણમાં હોવા જોઇએ. જેલ, દંડ વિગેરેના એ પણ કાયદાઓ ન હોય તો માણસો ગુન્હા કરતા અટકે નહિ અને પછી તો ગુન્હાનો પાર જ રહે નહિ શિક્ષા વિના એવું ઘણાઓનું માનવું છે.

૧. જ્ઞાનમાં સારો નમુનો જોવાનો નથી. દાખલા તરીકે અંગ્રેજી વિગેરે ખુબ ભણ્યો હોય છતાં તે ધાર્મીક વિગેરે કંઇ બનાવી ન જાણતો હોય તો તે નકામા જેવું અને ગુજરાતી સાધારણ ભણ્યો હોઇ અને ધાર્મીક બાબતનું જ્ઞાન હોય તો તે મહાન જેવો ગણાય કારણ કે ધર્મ જેવી એક પણ વસ્તુ નથી. મુખ્ય પાયો આખર સિદ્ધિ યોગ પણ પ્રાપ્ત કરવાની એજ વસ્તુ છે.

૨. જ્ઞાન કેવું હોવું જોઇએ? પ્રથમ શિક્ષણ-પેલા આવું હતું કર્તાનો 'ક', 'મા દુધ પા' ને-એવું હોવું જોઇએ પણ કરવતનો 'ક' 'મા ચા પા'

વિગેરેનું હોવું જોઇએ નહિ. તેમ આગલનું ભાષાંતર જુઓ કે કક્કો અને એકડા ઉપરથી આખી ત્રણ ભુવનનું જ્ઞાન પ્રાપ્ત કરાવ્યું છે તે તપાસવાથી માલુમ પડશે.

૩. જ્ઞાન પહેલાં મોઢે રાખતા. મરણ વખતે બીજાને બતાવી જતા. તેમ અચનાક મરણ થાય તો રહી પણ જતું તે ગયું જ માનો તે પછી એટલે જમાનો બદલાતો ગયો એટલે તાડપત્ર ઉપર લખતા તે પછી હસ્ત લખાણ થયાં તે પણ રખડી જતાં અને કંઈક નવાં થતાં એટલે જુદી જાતનાં બનતાં તેમ હાલમાં છાપખાનાં થયાં એટલે નવાં પુસ્તકો છપાતાં જાય છે અને જુના ભોંયરા વિગેરેમાંથી જડતાં જાય છે એટલે એ હિસાબે જ્ઞાન સંપૂર્ણ તો નહિજ કારણ કે કેટલાક પહેલાંના ચોપડાઓ એવા રાજાઓ થયેલા કે તેઓએ બાળી પણ મૂકેલા એવાં એવાં કારણોથી દાખલા તરીકે જ્ઞાન સંપૂર્ણ તો નહિજ તે તપાસવાથી માલુમ પડશે.

૪. જ્ઞાનમાં જમાના અનુસારે ફેરફાર થયા જ કરે છે. જેમ પહેલાં કાશીમાં કરવત મુકાવતા, સતીઓ થતી, મન ન હોય તો પણ દેખાદેખી થવું પડતું. મનથી તો થોડી જ થતી. એવા રિવાજો આપણા રાજા સાહેબે હાલમાં બંધ કરાવ્યા તે બહુ સારૂં થયું. તેમ જીવ ઉગારવા, દાન કરવું વિગેરે નિયમો અસલથી જ છે તેમ ચોરી કરવી વિગેરે સ્વાર્થને અંગે તરકટી છે.

૫. જ્ઞાનનો ફેલાવો કેવી રીતે કરવો?

મોટા મોટા શહેરોમાં એવી લાયબ્રેરીઓ હોવી જોઇએ ત્યાં બધા આવે અને ધાર્મિક ચોપડીઓ વાંચે, ધાર્મિક વાદવિવાદ કરે. અમુક વખતે જ બધાએ બને ત્યાં સુધી આવવું અને પછી પોતાની મરજી હોય ત્યાં સુધી બેસી રહે તો વાંધો નહિ. એમાં સ્ત્રીનો વર્ગ સાથે નહિ પણ અલગ રાખવો. હવે એમાં સોની પેદાશવાળો વર્ષ દહાડે બે રૂપિયા સરકારી વેરાની માફક આપે તેમ કોઈ માલદાર હોય અને તે રકમ આપે તેમજ કોઇને પાછળ

(વારસ વિસ્તાર ન હોય ને તે જો માલદાર હોય તો તે આપે એવી રીતે ફંડ એકઠું કરી સંસ્થા ચલાવવી. (સદાવ્રતમાં પણ એ પ્રમાણે જ ફંડની બાબત રાખવી.) તેમ જ્ઞાનનો પ્રચાર નાટકથી, સીનેમાથી કોઇપણ રીતે કરવો. તેમ પેદાશ પણ વધારવી.

## જુદી જુદી બાબતો.

૧. (૧) સાહેબ ભજ.
(૨) માયા છોડ.
(૩) ધર્મ કર.
(૪) આનંદ લે.

## ઈશ્વરના જુદાં જુદાં નામ.

૨. પરમેશ્વર, ઇશ્વર, ભગવાન, પરમાત્મા, પ્રભુ, જુગદાધાર, તપધારી, નિરંજન નિરાકાર, સત્યવાન, દાનેશ્વરી, ગુણવાન, બળવાન, તેજવાન, રાગવાન, બુદ્ધિવાન, ગહન ગતિવાળા, અંતરયામી, સાહેબ, (તેમ આપ કેવા છો તેની બીના સ્તુતિ વિભાગમાં આવી છે જેથી અહીંઆ તે બાબત જણાવી નથી.)

૩. જેવી કરે જે કરણી તેવી તુરત મળે છે:
(ભલા બુરાનો બદલો અહીંનો અહીં જ મળે છે.)

૪. મુખમે રામ બગલમે છુરી,
એ ભગત કી દાનત બુરી.—એ કહેવત છે.

૫. એક મુરખને એવી ટેવ, પત્થર એટલા પૂંજે દેવ;
પાણી દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન;
અખા એ બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ કે'વી વાત.
આ કવિતની બાબત તુલસીદાસ, કબીર વિગેરેની
છે અને એવી રીતે એઓનું માનવું છે.

૬. વાઘને પાંજરામાં કળાથી લેવાય તેમ આફતે
બુદ્ધિનો ઉપયોગ કરવો કે મુક્ત થવાનો વખત
આવે. એટલે સમય અનુસારે વર્તવું.

૭. નિરંજન કરીને એક મહાત્મા હતા. તેને સ્વાર્થ
ખાતર પોતાને મનાવવા નીચેનો ફાંદો રચેલો
તે બાબત.

એક ચેલાને એવી દવા સુંઘાડી–બે કલાકના
પાવરવાળી–કે બે કલાકે પાવર ઉતર્યા પછી
જીવતા જેવો થયો. એટલે જોનારને અજાયબી
જેવું લાગ્યું અને મહાત્માજીએ પછી પોતાના

ધારવા મુજબ કીધું. એવી દવા દાક્તર પાસ પણ હાલમાં હોય છે. ઓપરેશન વખતે ઉપયોગમાં લેય છે.

૮. બિલાડી ઉંદરને જ પકડે છે. બીજા જીવને પકડતી નથી તેમ ગીધ મુએલા જાનવરનો ભક્ષ કરે છે. જીવતાંનો ભક્ષ કરતા નથી તેમ કબુતર જીવ હિંસા કરતાં નથી એટલે જીવ વીણી ખાતાં નથી. એવી રીતે જુદી જુદી બાબતોનું કારણ જ્યાં જેમાં સહેવાસ તે પ્રમાણે પ્રકૃતિ પડેલી તેમાં ઇશ્વર કંઇ કરાવતો નથી.

૯. હોટલમાં ચાપાણી વીગેરે આપે છે-સ્વાર્થ વાસ્તે તેમાં સેવા કહેવાતી નથી.

૧૦. દેહરાં વિગેરેમાં નોકરી કરવી અને માછી વીગેરેને ત્યાં કરવી તેમાં ફેર શું તે આપજ વિચારજો.

૧૧. દીગંબરી સાધુઓ વગેરે નગ્ન રહે છે. અને તેની પુજા કેટલાંક બૈરાંઓ કરે છે એ અજાયબ જેવું છે, કારણ કે એ હિસાબે બૈરાંઓ કેમ નગ્ન રૂપે જોગણી થઈ રહેતાં નથી ને મરદ પુજા કેમ નથી કરતા?

કોઇ કહે કે માયા બનાવી તો ભોગવેની ? તેના ઉત્તરમાં માયામાં રહી જે વિરકત રહે એ ખરો એમ કસોટી કાઢવા બનાવી.

આ પુસ્તકમાં ઘણી બાબતો કંઇ કારણથી લખાઇ નથી જેવી રીતે એક ધર્મમાં એવું કહે છે કે 'પરમેશ્વરે દારૂ પીને પોતાની છોકરી સાથે દાનત બગાડેલી' એવી બાબતો નામવાળી લખવા જતાં ધમાલ થાય જેથી એવી બાબતો લખી નથી (અને હવે આ પુસ્તક આટલેથી કોઈ કારણથી બંધ કરૂં છું તેમાં મારે કંઈ લેવાદેવા નથી પણ ઉલટી મગજમારી આદિકથી લોહીનું પાણી થયું છે તેનો તો સવાલ જ નથી પણ આપને તસ્દી વિગેરે આપી તે મહેરબાની કરી માફ કરશો તેમ કોઈ જાતની ભૂલચુક માટે ક્ષમા માગું છું. એ જ હાલ તો થોડું લખ્યું ઘણું કરી માનશો એવી આશા રાખું છું તે પરમ કૃપાળુ પરમેશ્વર પાર પાડશે. બોલો પરમાત્મા કી જય:—

## સમાપ્ત.



: : શ્રી : :
અનાવિલ બંધુ
પ્રીન્ટીંગ પ્રેસ,
: બરાનપુરી :
: : ભાગળ : :
: ભાજીવાળી :
: : પોળ : :
: : સુરત : :